

નામદાર મહારાજા રાઓળશ્રી
ભાવસિંહજી તખ્તસિંહજી ગોહેલ
કે સી એસ આઈ

# અર્પણપત્રિકા.



અખંડ પ્રૌઢપ્રતાપ, ગોહિલકુળભાણુ, નેક નામદાર શ્રી-
મન્મહારાજશ્રી સર ભાવસિંહજી કે. સી. એસ. આઇ.
સંસ્થાન ભાવનગરના મહારાજા સાહેબ બહાદુર

ગોહિલમણિ મહારાજાશ્રી !

આપ નામદારના નમૂનેદાર રાજ્યમાં આપશ્રીનો પ્રતાપ-ભાનુ ઉદય પામી સમગ્ર પ્રજાજનનાં હૃદયકમલ પ્રફુલ્લ કરે છે; રાજભક્તિ અને પ્રજાપ્રેમના મહામંત્રો જપાયા કરે છે, અને "मनुष्य यत्न ईश्वर कृपा" નાં અનેક સુચિન્હ નજરે પડે છે. વળી સમદ્દષ્ટિ, નેક ન્યાય અને શાણપણથી પોતાના પરાક્રમી પૂર્વજોને દીપાવે એવી રાજ્ય ચલાવવાની સ્વાભાવિક શક્તિથી હિંદના ઉત્તમ રાજ્યકર્તાની પંક્તિમાં આપશ્રીએ બુદ્ધિશક્તિથી ઉંચું સ્થાન મેળવ્યું છે જેના પ્રભાવે સકલ પ્રજા આબાદીનો આનંદ અનુભવે છે. તે આનંદમાં તલ્લીન થઇ આ ઐતિહાસિક સાહિત્યનું પુસ્તક જે સિંહપુર તથા ગુજરાતના પ્રાચીન અર્વાચીન વીરત્વ અને ગૌરવના ઇતિહાસદર્શક છે, તે રાજ્યભક્તિ અને કૃતજ્ઞભાવે આપ નામદારના માંગલિક જન્મ મહોત્સવની ખુશાલી પ્રસંગે અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

ભાવનગર
૨૦ એપ્રિલ ૧૯૧૯

લિ. કૃપાકાંક્ષી વિનયાવનત
દેવશંકર વૈકુંઠજી ભટ્ટ.

# અનુક્રમણિકા

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|




# પ્રસ્તાવના.



સિહોરની ગજગાદીની માફક તેની હકીકતનુ આ પુસ્તક પણ અનેક હાથો નીચે ફરતું રહ્યું છે. અને જે ગોહેલોને હાથે તે ગજગાદીનો ઉદ્ધાર થયો તેમનીજ મદદથી આ પુસ્તકનો પણ ઉદ્ધાગ થયો છે.

આ પ્રકારનાં પુસ્તકોની આવશ્યકતા સ્વતઃ સિદ્ધ છે. જેમ જેમ વાંચનાર આલમનું સામાન્ય વલણ શાસ્ત્રીયતા પ્રતિ વધારે ને વધારે ઢળતું જાય છે તેમ તેમ પ્રામાણિક હકીકતો અને ઇતિહાસોની માગણી વધતી જવાની અને પરિણામે આ પ્રકારનાં પુસ્તકોની માગણી વધતી જાય એ કુદરતી છે. આ પ્રકારનાં પુસ્તકો પ્રકાશિત કરવાનું એક બીજું પણ કારણ છે. પ્રાચીન શોધ-ખોળનું કામ નવીન, કેટલેક અંશે મુશ્કેલ અને થોડાનેજ રસિક લાગે તેવું છે. તેમજ એ કાર્યનું ક્ષેત્ર એટલું વિસ્તૃત છે કે અનેક અભ્યાસીએ તેમાં પોતાનો ફાળો આપવાની જરૂર છે, તેટલા માટે જો કોઇ સ્વ. દેવશંકર ભટ્ટ જેવા અભ્યાસીની મહેનત અભરાઇ ઉપર રહેવા દેવામાં આવે તો બીજા તેજ માર્ગે સ્વતંત્ર રીતે અભ્યાસ કરી શોધખોળ કરનારને પોતાને જોઇતી હકીકતો માટે એકડે એકથી શરૂવાત કરવી પડે. અને અનેક વર્ષોથી જમીનને ઉદરસ્થ થયેલ હકીકત એકાએક શોધી શકાય નહિ તેટલા માટે જેટલી શોધ થઇ શકી તેટલી પ્રકાશમાં લાવવી ઘટે છે, જેથી તેજ પ્રકારના જૂના વિષયના અભ્યાસીને એ સર્વ માહિતી ઉપયોગી થઇ પડે. આ કારણોથી આ પુસ્તક પ્રકટ થાય છે અને તેટલા માટે સ્વ. દેવશંકર ભટ્ટને ધન્યવાદ ઘટે છે.

ધન્યવાદ ઘટે છે એમ કહેવુ સત્તાગણુ છે. પ્રાચીન પુરાવા મેળવવા, પ્રમાણો ઘડવી, મહા મહેનતે નક્કી કરેલી વા વર્ષો સુધી પુષ્ટ કરેલી પ્રમા એક ક્ષણમાં વધારે પ્રબળ પુરાવો મળતાં તોડવી, પ્રાચીન લીપિ ઉકેલવી, તામ્રપત્રો શિલાલેખો, સિક્કાઓ વગેરે મેળવવાં, ખોદાણો કરાવવાં, બધા પુરાવાઓમાંથી શાન્ત અને વિશ્વસનીયને સ્વીકારવાં અથવા પ્રત્યેકની વિશ્વસનીયતા નક્કી કરવી, ખ્યાત હકીકતો જે મોટે ભાગે કંઠસ્થ હોય છે તે ઉપરથી અનુમાનો દોરવવાં વગેરે વગેરે કામો કરવા માટે કેટલી શક્તિ, કેટલો અભ્યાસ, કેટલી તર્કબુદ્ધિ કેટલી શ્રમક્ષમા જોઇએ તેનો ખ્યાલ સહેજે આવશે, અને એ સર્વ ઘણી મોટી ઉમ્મરે યુવાન જેવા ઉત્સાહથી કરનાર સ્વ. દેવશંકર ભટ્ટને આ પ્રસ્તાવનાનો લેખક ધન્યવાદ આપવા દોરાઈ જાય તો સુજ્ઞ જનતા એ વૃત્તિને ગેરવ્યાજ ગણશે.

સિહોરની હકીકતનું પુસ્તક જ્યારે સંસ્થાન ભાવનગરની કાઉન્સિલ ઓફ એડમિનિસ્ટ્રેશન સમક્ષ આવ્યું ત્યારે તે છપાવવાનો નિશ્ચય થયો. પરંતુ પુસ્તક લખાયાને લાંબો કાળ વહી ગયેલો, ત્યાર પછી કેટલાએક શોધો નવા થયેલા, કેટલાંક વધારે પ્રમાણો મળેલાં, પુસ્તકમાંના આંકડાઓમાં

ફેરફાર થયેલો તે સ્થિતિમાં એ પુસ્તકનું સંસ્કરણ કરાવીને પ્રકટ કરવાનું ઉચિત લાગતાં એ કાર્ય કેળવણી રજીસ્ટર નંબર ૪૯ તા. ૨૮-૧૧-૨૭ના ઠરાવથી આ લેખકને સુપ્રત થયું.

એ કાર્ય કેવું થયું છે તેની યોગ્યાયોગ્યતાની તુલના ભવિષ્યમાં થશે. પણ આવાં પુસ્તકમાં કોઇ સ્થાને કોઇ દુરારાધ્ય રસેંદ્રિયને અસહ્ય લાગે તેવું અસંસ્કરણ દેખાય તો તે માટેનો બધો ઠપકો મ્હને અપાય એવી મ્હારી અપેક્ષા છે. સંસ્કર્તા એ કેવલ કોઇ વસ્તુ સાફ કરનાર જેવો છે; એ સફાઇથી જો વસ્તુ વધારે પ્રકાશિત કે મોહક બને તો તેની ખૂબી વસ્તુના તત્ત્વની છે, સાફ કરનારની નહિ. કયા દૃષ્ટિ બિન્દુથી ક્યા ધોરણે આ સંસ્કરણ મેં કર્યું છે તે રજૂ કરવાની મ્હારી ફરજ છે.

ઐતિહાસિક પુસ્તકોમાં ઇતિહાસકારનુ દૃષ્ટિબિન્દુ અને પ્રમાણ પુરઃસ્સરનું નગ્ન સત્ય એજ હકીકતોને મુખ્ય માનીને સ્વ. દેવશંકર ભટ્ટનું દૃષ્ટિ બિન્દુ હણાય નહિ તેમજ વિકૃત ન થાય એ રીતે સંસ્કરણ કર્યું છે. પરિણામે જ્યાં આ લેખકે વધારા કર્યા છે ત્યા પણ તે મૂળ સ્વરૂપના જેવાજ રાખવાનો પ્રયત્ન કર્યો છે.

આ પુસ્તક તેના મૂળ સ્વરૂપમાં અભ્યાસીઓ કરતાં વિદ્યાર્થીઓ માટે લખાયેલું વધારે અંશે હતું. તેને બદલે પ્રત્યેક ઇતિહાસ શોખીનને ઉપયોગી થાય તે હેતુ સંસ્કરણ પાછળ રહેલો છે.

મોટા અભ્યાસકનું પુસ્તક જ્યારે તેના પ્રમાણમાં સામાન્ય માણસ પાસે સંસ્કરણ પામે ત્યારે તેમાં મૂળ વસ્તુની આકૃતિ કે ગુણમાં ફેરફાર ના થવા દેવો એ ધ્યાન રાખવાનો સંસ્કરણમાં પ્રયત્ન છે. અને તેથીજ સ્વ. કર્તાના વ્યક્તિત્વની છાપ જ્યા પડી છે ત્યાં તે ભૂસાઇ ન જાય કે ઝાંખી ન પડે એ માટે યથાશક્તિ યત્ન કર્યો છે.

આ બધું છતાં જ્યાં સ્વ. કર્તાના મતો નવાં પ્રમાણો પછી અન્યથા ઠરેલા, જ્યાં સ્વ. કર્તા કરતાં પણ વધારે વજૂદવાળું પ્રમાણ મળેલું ત્યાં સત્યનેજ વધારે મહત્ત્વ આપી નવાં પ્રમાણો સ્વીકાર્યાં છે.

ઇતિહાસને અંતે ઉપસંહારની જરૂર છે, કેમકે તે દ્વારા કર્તા ભૂતકાળનું અવલોકન કરી ભવિષ્ય કેવું છે તેની ઝાંખી કરાવી શકે. સ્વ. દેવશંકર ભટ્ટ હયાત હોત તો એ કાર્ય તેમણે કર્યું હોત, તે નથી એટલે સંસ્કર્તાને એ

કરવું પડ્યું છે તે અનિવાર્ય કમનસીબી છે, મ્હારી માત્ર એટલી જ વિનતિ છે કે એ ઉપસંહારથી જેઓ નાખુશ થવા ખુશી હોય તેમણે એ અંગની દુષ્ટતાનો બધો જુમ્મો આ લેખકને શિરે ઢોળવો.

સ્વ. કર્તાએ આ પુસ્તક તયાર કરવામાં શ્રમ લીધો તેમાં સતત્ સહાય કરનાર બે ગૃહસ્થોનાં ઋણકથન સ્વર્ગસ્થે સ્વીકારેલાં છે. એક સ્વ. રણજિતરામ વાવાભાઇ અને બીજા શ્રી. અનંતરાય પ્ર. પટ્ટણી. સંસ્કર્તાને પણ તેમના પત્રો વગેરે ઉપરથી એ શ્રમનો ખ્યાલ આવ્યો છે એટલે હું પણ મારો મન્દ સ્વર એ ઋણકથન જાહેર કરવામાં ભેળવું છું.

કર્તાની ડાયરી ઉપરથી દેખાય છે કે તેમણે આ પુસ્તનું ડોળીયું તા. ૭ મી જાન્યુઆરી ૧૯૧૬ ના રોજ સ્વ. મણિશંકર રતનજી ભટ્ટની સાથે બેસીને નક્કી કર્યું. અને આ પુસ્તકના ગણેશ જેમનાથી મંડાયા તેમના પુત્રને જ હાથે તે પુસ્તકની પૂર્ણાહુતી થાય તે એક સદ્‌ભાગ્ય છે, અને એવાં સદ્‌ભાગ્ય માટે મ્હને જેઓએ યોજ્યો છે તે કાઉન્સિલ ઓફ એડમિનિસ્ટ્રેશનના સભ્યો વગેરે સર્વેનો હુ ઋણી છું.

પણ અત્રેથી ઋણકથન અને ઋણસ્વીકારની સમાપ્તિ થતી નથી. આ પુસ્તકના પ્રકાશનનો બધો યશ કાઉન્સિલ ઓફ એડમિનિસ્ટ્રેશનને છે અને મ્હને જે સાહાય્ય આપવામાં આવી છે તે માટે હું તેઓનો ઉપકૃત છું. સ્વ. દેવશંકર મહેતાજીના પુત્રોનો પણ તેઓએ પૂરી પાડેલી અનેકવિધ માહિતી માટે મ્હારે ઉપકાર માનવો રહે છે. અને મ્હારા ગુરુ શ્રી વિઠ્ઠલરાય મ. મહેતાએ આ પુસ્તક તપાસીને જે શ્રમ લીધો છે તે માટે તેમનો આ સ્થળે આભાર માનું છું અને છેવટ મ્હારી બધી જ પ્રવૃત્તિઓમાં સાનુકંપ રસ લઇ રહેલા લેફ્ટેનન્ટ કર્નલ જોરાવરસિંહજીએ આ પુસ્તકને અંગે પણ મ્હને પોતાના એ વિષયના અભ્યાસનો યથેષ્ટ લાભ લેવા દીધો છે માટે તેમનો પણ હું ઋણી છું.

આ પ્રમાણે પ્રસ્તુત પુસ્તકને સંસ્કરણ રૂપી ઘૃત પાવાનો પ્રયોગ મ્હેં ઋણ કરીને કર્યો છે. પણ એથી જો પુસ્તક વધારે સશક્ત બન્યું છે એમ રસિક વાંચનારને લાગશે તો મ્હારી દેવાદાર સ્થિતિ હું અસહ્ય નહિ ગણું.

ભાવનગર }
તા. ૫-૧૨-૨૮ }

મુનિકુમાર મણિશંકર ભટ્ટ.

# ઉપોદ્ઘાત.

પ્રત્યેક પુસ્તકના આ અંગ દ્વારા વાચકો પુસ્તકથી પરિચિત થાય એ ઉપોદ્ઘાત-લેખનનું કારણ છે, પણ પ્રસ્તુત પુસ્તક માટે તો પુસ્તક ઉપરાંત ગ્રંથકર્તાનો પણ પરિચય આપવાનો સવિશેષ કાર્યભાર આ લેખક ઉપર છે કારણકે જો કે સ્વ. દેવશંકર મહેતાજી ઘણાને પરિચિત છે છતાં તેઓ ગુજરાતમાં એટલા જાણીતા નથી કે પરિચયની જરૂર જ ન પડે તેમજ તેમની વિખ્યાતીનો અભાવ કાંઇ તેમના ગુણનો અભાવ પણ નથી કે એ પરિચયથી કોઇને નૈરાશ્ય ઉપજે

પ્રખ્યાત લેખક જ્યૉર્જ બર્નાર્ડ શૉએ ડીન ઇન્જના એક પુસ્તકનું અવલોકન કરતાં[1] કહ્યું હતું કે અવલોકન ન જ થઇ શકે એટલું બધું એ પુસ્તક ઉત્તમ છે અને પછી ઉમેર્યું કે પુસ્તક ઉત્તમ છે છતાં તેના કર્તા જો એક ઘણા સારા વિદ્યાર્થી તરીકે ખ્યાતિ પામ્યા ન હોત તો તે વધારે સારૂં બનત, અને એમ કરીને એ વિચિત્ર સત્યના સમર્થન માટે શી રીતે માધ્યમિક શાળાઓ મનુષ્યના જીવનતત્ત્વનો હ્રાસ કરે છે તેની ચર્ચામાં તે ઉતરે છે. શૉએ ઇન્જ માટે જે લખ્યું તેવું જ કાંઇ મહેતાજી દેવશંકર માટે લખવું પ્રાપ્ત થાય તેમ છે. જે સ્થાન દેવશંકર મહેતાજી પોતાના આશ્રમકાળમાં ભોગવતા હતા તે તેઓ ગુજરાતમાં કેમ મેળવી શક્યા નહિ હોય તે પ્રશ્નનો ઉત્તર બે રીતે આપી શકાય એક તો એ કે સ્વભાવે અને અભિરુચિથી તેઓ ઇતિહાસના અભ્યાસી હોવા છતાં તેઓ એક મહેતાજી હતા, અને બીજે

૧ ધ નેશન એન્ડ ધ એથીનિયમ તા. ૯ મી ડીસેમ્બર ૧૯૨૨

એ કે કાર્યપરાયણ અને એકાન્તપ્રિય, નમ્ર, નિમમ અને જિજ્ઞાસુ પ્રકૃતિના હોવાને લીધે તેમનાં કાર્યો કે શ્રમો માટે તેમને મોટો ઉહાપોહ ગમતો ન હોય, ઉપરના બન્ને જવાબો ગાયા હોય કે બેમાંનો એક જ સાચો હોય તોપણ એટલું તો આ પુસ્તક વાંચનારને તુરત લાગ્યા વિના નહીંજ રહે કે સ્વ. દેવશંકર એવી કોટિના લેખક અને વિચારક હતા કે સ્નેહીવર્ગમાં તેઓ જેટલું સન્માન પામ્યા તેટલું ગુજરાતમાં પણ પામી શક્યા હોત, કેમકે ગુજરાતમાં આજે જેટલી ગુણજ્ઞતા છે તેટલીએ તેમને તેમની લિયાકત પ્રમાણે યોગ્ય સ્થાન ગુર્જરહૃદયમાં જરૂર અપાવ્યું હોત.

તેમનો જન્મ સંવત ૧૯૧૪ની વસંત પંચમીને દિને થયો હતો. તેમના બાલ્યકાલમાંજ તેમના પિતા વિદેહ થયા છતાં શાળાનો અભ્યાસ પૂરો કરી તેઓ સને ૧૮૭૭માં રાજકોટની મેલ ટ્રેનીંગ કોલેજમાં દાખલ થયા. ભાષા, વિચાર અને નિર્ણયોની સરલતા અને પ્રૌઢતા એજ જે યુગનું લક્ષણ હતુ ને યુગના આદ્ય માસ્તર નવલરામભાઇ એ કોલેજના અધ્યક્ષ હતા. અને દેવશંકર મહેતાજીએ પોતાનો ઇતિહાસ ઉપરનો શોખ નવલરામભાઇના સંપર્કથી કેળવ્યો. બીજી તરફ નવલરામભાઇનો પણ સ્વ. દેવશંકરભાઇ તરફ તેમના આગ્રહ, અભ્યાસીવૃત્તિ વગેરે ગુણો જોઇને પક્ષપાત બંધાયો. ઇતિહાસના શોખનો વિકાસ તેઓ સીનીયર થવા માટે અમદાવાદ ગયા ત્યારે રા. સા. મહીપતરામ નીલકંઠને લીધે થયો. આમ વિદ્યાર્થી અવસ્થામાંજ તેઓ નવલરામ અને મહીપતરામ જેવા ઇતિહાસરસિક મહાપુરુષોનો સહવાસ પામ્યા પણ ઇતિહાસરસનાં બીજને વાસ્તવિક પોષણ ત્યાર પછી ઘણાં વરસો સુધી મળ્યુંજ નહીં. જનતાનું સામાન્ય વલણ જ એવું લાગે છે કે માણસને તેની શક્તિનો વિકાસ કરવા માટે સાધનો યોજ્યા પછી જ્યારે તે જ્ઞાન પ્રાપ્ત કરે છે ત્યારે તેને મહેતાજી બનાવવામાં આવે છે. અને દેવશંકરભાઇ પણ સીનીયર થયા પછી સને ૧૮૮૦માં ભાવનગર તાલુકા સ્કૂલમાં મહેતાજી તરીકે દાખલ થયા. અને શાળાના શિક્ષક તરીકે છત્રીસ વરસ કામ કરી તેઓ સને ૧૯૧૬માં નિવૃત્ત થયા. એક શિક્ષક તરીકે તેમનામાં ઘણી યોગ્યતા અને ઘણા ગુણો હતા, એમ કહેવું તેના કરતાં એમ કહેવું વધારે યોગ્ય ગણાશે કે તેમનામાં ગુણો હતા તેથી જ તેઓ મહેતાજી તરીકે પણ યોગ્ય નીવડ્યા, માત્ર જે પ્રકારની પ્રવૃત્તિઓ કરીને તેઓ ગુજરાતની ચિરંજીવ સેવા કરી શક્યા હોત તે કરવાનો તેમના મહેતાજીજીવનને લીધે તેઓને અવકાશ મળ્યોજ નહીં.

એ છત્રીસ વરસનાં જીવનનો મોટો ભાગ તેમણે બોટાદમાં ગાળ્યો. એ નિવાસથી બોટાદને લાભ થયેલા તે સર્વની ગણત્રી અત્રે પ્રસ્તુત નથી; પણ વિદ્યાર્થીઓ ઉપર તેમની અસર કેટલી પ્રબલ હતી, તે તેમના એક કાલના શિષ્ય અને ગુજરાતને બોટાદકરના નામથી પરિચિત થયેલ શ્રી દામોદર ખુશાલદાસના નીચેના શબ્દોથી સમજી શકાશે.

सौजन्य सागरं सुद्धं ज्ञानपीयूष वर्षिणम् ।
तीर्थरूप सदा वन्दे गुरुं श्री देवशंकरम् ॥

બોટાદની પ્રજાએ દેવશંકર મહેતાજીને માનપત્ર આપીને પોતાનો ભાવ વ્યક્ત કર્યો જ હતો છતાં તેનો ઉલ્લેખ કરવાને બદલે બોટાદકરનો ઉપલો શ્લોક ટાંકવાનો હેતુ એ છે કે માત્ર ઇતરજનો નહીં પણ સાહિત્યકારોમાં સુદ્ધાં સ્વ. દેવશંકરભાઇ જે મહત્ત્વનું સ્થાન ધરાવતા તેનું નિરૂપણ કરી શકાય. બોટાદમાં કન્યાશાળા, લાઇબ્રેરી અને અંગ્રેજી સ્કૂલ ત્રણેની સ્થાપનામાં દેવશંકર મહેતાજીનો હીસ્સો ઘણો હતો

સને ૧૯૦૨માં તેઓ શિહોર આવ્યા. આ લેખકને દેવશંકરભાઇનું જૂનામાં જૂનું સ્મરણ શિહોરનું જ છે. મ્હારા પિતાને શિહોરમાં મળવા આવનારાઓમાં એક વ્યક્તિ લાક્ષણિક રીતે તરી આવતી હતી. ઘણુંખરૂં માંજરે પ્રશ્નોરાશાહી પાઘડી, તદ્દન સાદાં પણ સ્વચ્છ કપડાં, (એટલે અંગરખું, ખેસ, ધોતીયું) પહેરીને ઉંચા એકવડી કાઠીના, ટટ્ટાર પણ ધીમે ચાલતા એક વૃદ્ધ પુરુષ અમારે ત્યાં આવતા તે જ મહેતાજી દેવશંકર. અને આવ્યા પછી મ્હને સમજ ન પડે તેવી અવરી અને અપરિચિત બાબતોની ચર્ચા શરુ થતી. પણ જ્યારે મારું નિશાળ ચોટી ગયું એ અનુભવ તો સાર-પણીનો છે. શિહોરની તાલુકા શાળામાં ઇનામો વહેંચવાનો સમારંભ થયો હતો ત્યારે મ્હારા પિતા સાથે હું ત્યાં ગયો હતો. પણ એ શાળાના અનેક પગથીયાં ચઢીને અંદર જતાં પહેલાં એક દૃશ્ય મ્હને અચંબામાં નાખી રહ્યું. તે સૌરાષ્ટ્રના નકશાનું નવું સ્વરૂપ હતું. ભૂમિભાગ દુર્વાથી લીલોછમ બનાવી દીધો હતો. સ્થળે સ્થળે નાની ટેકરીઓ અને શત્રુંજય ગિરનાર વગેરે મોટા પર્વતો કેવળ માટીના ઉભા કર્યા હતા, નદીઓના ખાડા, પાણીથી ભરેલા, દુર્વા વચ્ચે સર્પાકાર બનાવતા હતા અને સમગ્રને આવરીને સમુદ્ર સૂચવવા પાણી ભરી રાખેલ હતું. મ્હારી શાળામાં ભણવાની વેળા

ભૂગોળના અનેક વિકટ પ્રશ્નો મને મૂંઝવી રહ્યા હતા, તેમાંના ઘણાનો ઉકેલ આ દૃશ્યમાં થઇ ગયો અને ચારેનો સમારંભ છોડીને બધા બહાર આવ્યા ત્યાં સુધી, હું એજ સ્થાને બેસી રહ્યો. કહેવાની જરૂર નથી કે બાળકોને મુગ્ધ કરે એવું એ અગ્નિ-ચિત્ર સ્વ. દેવશંકર ભટ્ટની કલ્પનાનું પરિણામ હતું અને એ પ્રયોગ તેમણે સિહોરમાંજ નહીં કિન્તુ બોટાદ અને ભાવનગરના પ્રદર્શન વખતે પણ કર્યો હતો.

આ હકીકતનો અત્રે ઉલ્લેખ કરવાનું તાત્પર્ય એટલુંજ છે કે શિક્ષણની તેમની પ્રવૃત્તિ હોવા છતાં તેમના પ્રિય વ્યાસંગ ઇતિહાસ–ભૂગોળ તેમને, દૂર દેશનાં મોહક સ્વપ્નાંની ઝાંખી, આપી રહ્યાં હતાં. પ્રાચીન સિહોરના જર્જરિત અવશેષોએ તેમના મનમાં ઊંડા ભાવો પ્રદીપ્ત કર્યા હશે તેની આજે તો માત્ર કલ્પના જ થઇ શકે; તોપણ બાળપણમાં ઇતિહાસ પ્રત્યેની અભિરુચિના જે બીજ વવાયા હતાં તેને પ્રથમ પોષણ સિહોરમાં મળ્યું હોય એમ દેખાય છે, કેમકે તેમણે ત્યાં રહીને શાળોપયોગી બે પુસ્તકો, ભાવનગરનાં ઇતિહાસ અને ભૂગોળ લખ્યાં

ઇસ્વી સન ૧૯૦૮ ની શરુવાતમાં તેઓ ભાવનગર આવ્યા અને તે પછી તેમની સાહિત્ય વિષયક પ્રવૃત્તિઓ વધારે સતેજ થઈ. અને પ્રાચીન અન્વેષણના અનેક અંગોમાનું લોકસાહિત્ય[1] તેમણે એકત્ર કરવા માંડ્યું. અને ૧૯૧૬ મા તેમણે લોકસાહિત્ય એકત્ર કરી તેની હસ્તલિખિત પ્રત ફાર્બસ સભાને મોકલવાનું આરંભ્યું. સ્વ. રણજિતરામના પરિચયમાં તેઓ સવિશેષે આ વેળા આવ્યા. શોધખોળમાં તલસ્પર્શી વૃત્તિ અને લોકસાહિત્ય એકત્ર કરવાનો તેમનો આગ્રહી સ્વભાવ બન્નેથી તેઓ દેવશંકરભાઇ

૧ આ શબ્દ વાપરતાં સંકોચ થાય છે. કેમકે એ શબ્દ અને તેથી વિવક્ષિત વિષય બંનેનો આજે અપવ્યય થઇ રહ્યો છે. બધી કંઠસ્થ વાતો તે ઇતિહાસ નથી તેમજ અમુક વંશના મોઢે પૂર્વજની વાત કહી હોય તો તે જ કારણથી તે સપ્રમાણ ઠરતી નથી લોકવાર્તા એક ઇતિહાસની સામગ્રી તરીકે ઉપયોગી હોવા છતાં તેજ ઇતિહાસ છે એમ માની લેવાની ભૂલ થવી જોઇતી નથી. પ્રસ્તુત પુસ્તકમાં જોઇ શકાશે કે જ્યાં ખ્યાત હકીકતોને યોગ્ય પુરાવા મળ્યા નથી ત્યાં તેને સત્ય તરીકે પ્રસ્થાપિત કરવાનો જરાયે આગ્રહ રાખવામાં આવ્યો નથી એટલુંજ નહીં પણ વાર્તા કે નવલિકામાં જ શોભે એવા નિરર્થક વાગ્જાળોથી પણ આ પુસ્તકને મુક્ત રાખવાનો યત્ન થયો છે.

પ્રત્યે પૂજ્ય આર્યાયા હતા બીજા એ પ્રમાણે આકર્ષાયેલા ગૃહસ્થ સ્વ. રણછોડભાઈ ઉદયરામ હતા તેમણે તો પોતાને રાસમાળાની બીજી આવૃત્તિ તૈયાર કરવામાં મદદ કરવા માટે દેવશંકરભાઈને જ ખાસ પસંદ કર્યા હતા. અને તે કાર્ય માટે તેઓ ગયા પણ હતા પણ વૃદ્ધ અવસ્થામાં મુંબઈની એ મુસાફરી અને એ આયાસ કદાચ વધારે પડતા નીવડ્યા હોય કેમકે ત્યાંથી પાછા ફર્યા પછી તેમનું શરીર સુધર્યું જ નહીં અને તા ૨૮મી ઑગસ્ટ ૧૯૨૨ ને દિને તેઓ વિદેહ થયા

સ્વ દેવશંકર મહેતાજીનું આખું જીવનચિત્ર બોધક છે પણ તે આપવાનું આ સ્થળ નથી, તેમના મિત્ર અને સ્નેહી મંડળમાં આજના સાહિત્યાગારમાં ઊંચે વિરાજતા એવા ઘણાના નામો આપી શકાય પણ તે આપ્યા વિના એટલું સિદ્ધ કરી શકાય કે તેમાંના ઘણાખરા સબંધોમાં આકર્ષક તત્ત્વ તેમનું તલસ્પર્શી જ્ઞાન અને આગ્રહી અભ્યાસવૃત્તિ હતા શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરીએ પણ તેમના અવસાન વિષે લખતા એ જ ખેદ કર્યો છે કે,"—વધારે મોટી ખોટ તો કાઠીયાવાડ સબંધી જૂના સાહિત્યને અંગે થતા કામને આવી છે, કારણ કે એ વિષયમાં પોતે ઘણો રસ લઇ બીજાને પણ દોરવતા હતા " એવા એક આજન્મ અભ્યાસના શ્રમનું એક પરિણામ આ મિહિરોની હકીકત છે

પ્રખ્યાત તત્ત્વવેત્તા એરિસ્ટોટલ પ્રત્યેક વસ્તુની ઉત્પત્તિ માટે કારણ ચતુષ્ટય નિયોજે છે પ્રસ્તુત પુસ્તકના સબંધના ચાર કારણોનું નિરૂપણ કરવાથી ગ્રન્થ પ્રયોજન વિશેષ સ્પષ્ટ કરવાની અપેક્ષા રહેશે નહીં

મૂળરાજ સોલંકીએ બ્રાહ્મણોને સિંહપુર ગામ આપ્યું તે વેળા તે ગામ કેવડું હતું, કેટલા વર્ષોથી ને પ્રખ્યાત થયું હતું, તેની પ્રાચીનતા વલ્લભીનગરથી વધારે હતી કે કેમ તે સિંહપુર કેમ કહેવાયું, વગેરે વગેરે બાબતોમાં અનેક પ્રકારની અનેક માન્યતાઓ પ્રવર્તી રહી હતી જો કે તે મર્મ માટે વિશ્વસનીય પ્રમાણો ઉપલબ્ધ નહોતા બીજા હેતુથી પ્રેરાઇને શોધ ચલાવતા શિલાલેખ તામ્રપત્ર વગેરે ભિન્ન ભિન્ન પ્રમાણોએ જૂના જૂના શોધકોને મળેલા તેની લીપી ઉકેલાયેલી જો કે એ મર્મનો ખ્યાત હકીકતો સાથે સમન્વય થયેલો નહોતો સને ૧૭૮૪મા વિલિયમ જોન્સે પુરાતત્ત્વની સંસ્થા કલકત્તામાં સ્થાપી અને પંડિત ડૉ૦ ભગવાનલાલે

ગિરનારના લેખ ઉકેલ્યા એ અનેના પુરાતત્ત્વના ઇતિહાસના મહત્ત્વના બનાવને જમાનાઓ નહી ગણ જૂના પુરાતત્ત્વમા વર્ષોના પ્રમાણમા વિકાસ અલ્પ થયો, અને તેમા રસ લેનાર ઓછા હોવાને લીધે એક સ્થાનની શોધ તે સ્થાન પૂરતીજ ઉપયોગની ગણી લેવાતી સંસ્થાન ભાવનગરે પણ ડૉ૦ ભગવાનલાલ ઇન્દ્રજીના શિષ્ય શ્રી ગિરજાશંકર શામળજીને નિયુક્ત કરી પુરાતત્ત્વની થોડીઘણી પ્રવૃત્તિ આદરી હતી આ સર્વ પ્રસ્તુત પુસ્તકનુ વસ્તુ કારણ છે.

એ બધા પ્રાચીન ભિન્નભિન્ન અવશેષોને એકત્ર કરીને બ્રાહ્મણ હસ્તગત પહેલાના સિહોરની બનતી માહિતી મેળવી તેમાથી ઐતિહાસિક સળંગ સૂત્રના ઉભી કરવી, ખ્યાત દંતકથાઓને સ્થાને જ્યા અને ત્યા સપ્રમાણ ઇતિહાસ આપવો, મૂળરાજથી માંડીને આજના દિવસ સુધીની સિહોરની હકીકત તૈયાર કરવી અને ભૂસ્તર, ભૂગોળ, વેપાર ઉદ્યોગ, સાર્વજનિક સસ્થાઓ સ્થળો, પુરુષો ઇત્યાદિ સિહોરને અંગે ઇતર ઉપયોગી માહીતી પણ સાથે શામિલ કરવી એક પુસ્તક તૈયાર થઇ શકે એટલી તો એ સામગ્રી હતી જ

આ ગ્રન્થોના પ્રથમ ભાગ—એટલે કે પ્રાચીન સિહોર માટે અન્વેષણના મુખ્ય મુદ્દાઓ નિર્ણીત કરીને સમગ્ર પુસ્તકની રચના કરવામા આવી દેખાય છે પ્રોફેસર ઉમ્રિઅન અને બીજાઓ સિંહ સંવત્સર ચલાવનાર પુરાની રાજધાની તરીકે તેને કલ્પતા હતા પણ સિંહ વંશના રાજાઓની રાજધાની જૂનાગઢ હતી એવી પણ ત્યાર પછી શોધ થયેલી સાથે સાથે એટલુ પણ સ્પષ્ટ હતુ કે એ શહેર જે હોય તે ગુજરાતનુ પાટનગર હોવુ જોઇએ. તેટલા માટે એક બ્રાહ્મણ મહિલા પ્રત્યેના ક્રૂર વર્તનને લીધે જાની અને રાણા બ્રાહ્મણો વચ્ચેના યુદ્ધને પરિણામે ઉમરાળાના વિસોજી ગોહેલે સિહોરમા પોતાની ગાદી સ્થાપી ત્યાર પહેલાની સિહોરની સ્થિતિ અને મૂળરાજે કે સિદ્ધરાજે કે બન્નેએ સિહોર બ્રાહ્મણોને આપ્યુ તે રીતે પછવાડે જઇને તે પૂર્વના સિહોરનો ઇતિહાસ પ્રાપ્ત થઇ શકે તેટલો કરવાનો હતો પણ એ છેલ્લા વિષય વિભાગને અંગેના નિર્ણયો, કે તે માટે લેવાયેલા શ્રમનુ મોટુ લાગે એવુ પરિણામ આમા દેખાતુ નથી તેનુ કારણ એમ છે કે અભ્યાસ જેમ જેમ પ્રાચીન કાળમાં ગતિ કરતો જાય તેમ તેમ પુરાવાઓ, અવશેષો વગેરે વિરલ થતા જાય અને ઉપલબ્ધ હોય તેટલા સાહિત્યમાંથીયે વિશ્વસનીય ગણી

શકાય તેવાં થોડાંજ; પ્રાચીન ગ્રંથો, પુરાણો, કંઠસ્થ બાબતો વગેરેમાં પણ શુદ્ધ કેટલું પ્રક્ષિપ્ત કેટલું ઇત્યાદિનો નિર્ણય કરવો કઠણ. અને ઉપલબ્ધ વિશ્વસનીય સાહિત્યને આધારે ઘડેલી પ્રમાએ પણ નિર્ણય તરીકે ગણવાને બદલે અનુમાન તરીકે ગણવાનો સંભવ ઘણો વિશેષ; એટલે અતિ સાવધ પુરુષોની પ્રવૃત્તિ માફક આ પ્રદેશમાં પણ તેનું ફલદર્શન વિરલ જ હોય; છતાં જેટલું હોય તેટલાંને એક સળંગ આકારે રજૂ કરવું તે આ પુસ્તકનું રૂપ કારણ છે.

અત્રે જ આ સંસ્કરણમાં, મૂળ પુસ્તકમાંથી જે મહત્ત્વના વિષયને બાતલ કરવામાં આવ્યો છે તેનો ઉલ્લેખ કરી દેવો જોઇએ. ગોહેલો અને તેમની ઉત્પત્તિ વિષે અત્યારે મતભેદ છે. તેઓ ચન્દ્રવંશી છે એમ અત્યાર સુધી મનાતું આવ્યું છે. જ્યારે બીજી બાજુએ તેઓ સૂર્યવંશી હોય તેવાં પ્રમાણો ઉપલબ્ધ થયાં છે. પરંતુ તેના નિર્ણય વિષે તદ્‌વિદોમાં મતભેદ પ્રવર્તે છે. અને તેના નિર્ણય માટે હજી વધારે પુરાવાની તેમજ એ પુરાવાઓ ઉપરથી કોઈ વધારે યોગ્ય અભ્યાસીએ નિર્ણય કરવાની અપેક્ષા રહે છે. દરમિયાન સિહોર પૂરતી જ હકીકતનું આ પુસ્તક પ્રકટ થાય છે. અને ગોહેલો સિહોરમાં બહુ મોડા આવ્યા, અને આવ્યા તે કાલ પૂર્વેનો સેજકજી સુધીનો ઇતિહાસ એટલે કે તેઓના સૌરાષ્ટ્રમાં પુનરાગમનનો ઇતિહાસ ઉપલબ્ધ છે એટલે તેથી વધારે પ્રાચીન હકીકતોને સિહોર સાથે નિસ્બતની નહિ ગણી તે પ્રશ્નને દરજ રાખવામાં આવ્યો છે.

આ પુસ્તકમાંથી ઉપર્યુક્ત પ્રશ્નને બહાર રાખવાનું ગૌણ કારણ પુસ્તકની રૂપરેખામાં શાસ્ત્રીયતા તરફ જે આગ્રહ રાખવામાં આવ્યો છે તે છે. અને એ શાસ્ત્રીયતાનું સ્વરૂપ મ્હારી ભાષા કે વિચાર કરતાં બહેતર રીતે ઘણા વધારે સમર્થ પુરુષને શ્રીમુખે નિરુપાયેલું છે. પ્રો. જદુનાથ સરકારે બર્દવાન બંગીય સાહિત્ય સમેલનની ઇતિહાસ શાખાને પ્રમુખ સ્થાનેથી કરેલા વ્યાખ્યાનમાં તેઓ કહે છે કે —" ઇતિહાસ લેખકે વ્યક્તિગત ભ્રમના વિશો-
" ધનનો બને તેટલો પ્રયાસ કરવો જોઇએ. એક જ બનાવ ઉપર ભિન્ન ભિન્ન
" દિશાએથી અજવાળું પાડવું જોઇએ. શત્રુપક્ષ આમ કહે છે, મિત્રપક્ષ
" આમ કહે છે, પરદેશી મુસાફરો આમ જોઈ ગયા છે, સ્વદેશી કવિઓએ
" આવી સાક્ષી પૂરી છે. આ બધી હકીકત એકઠી કરી તેમાંથી કઈ આક્ષી
" વિશ્વાસલાયક અને કેટલે દરજ્જે વિશ્વાસલાયક તે નક્કી કરીએ ત્યારે પૂર્ણ-

"કાલના બનાવનું ખરું સ્વરૂપ જણાવામાં આવે. જો ઇતિહાસમાં કોઇ
"પક્ષને પ્રથમ એક તરફી ડીક્રી મળે તો તે એક દિવસ અપસેટ થશે જ
"થશે. કારણકે જગતના જ્ઞાનની અદાલતમાં અપીલને મુદતનો બાધ નથી
"આવતો. સેંકડો વર્ષ પછી પણ ગેરવાજબી મતની વિરુદ્ધ ફરિયાદ કરી
"શકાય છે. અપીલની ઉંચામાં ઉંચી સીમા સત્યનિર્ણય સુધી પહોંચ્યા
"પછીજ અટકે છે."

ઉપર બંગીય વિદ્વાનના મતનો આધાર લેવાયો છે તેટલાજ ઉપરથી તે વિચાર બગાળામા સ્વીકૃત અને અત્રે નવીન છે તેમ કહેવાનો આશય નથી. સ્વ. દેવશંકર મહેતાજીએ પોતાના પુસ્તકમાં એ ધોરણ કેટલે સુધી જાળવી રાખ્યુ છે તેનો નિર્ણય રસિક વાચકો પોતે જ કરી લેશે. સને ૧૯૨૦ ના એપ્રિલમા અમદાવાદમાં ભરાયેલી સાહિત્ય પરિષદના ઇતિહાસ વિભાગના અધ્યક્ષ સ્થાનેથી પ્રો. બલવતરાય ઠાકોરે સમજાવ્યું હતું કે "શાસ્ત્રીય ઇતિહાસ એટલે શાસ્ત્રીય નિર્ણયોવાળો ઇતિહાસ. શાસ્ત્રીય નિર્ણય "માટે બધા પુરાવો જોઇએ, આખી પરિસ્થિતિ ધ્યાનમાં લેવાવી જોઇએ, "સામસામા તમામ બલાબલની ચોકસ તુલના કરવી જોઇએ, દરેક નોંધ, "ઉક્તિ, દાવા, તોહમત અને સાક્ષીની વિશ્વસનીયતા કેટલી છે તે સકારણ "નક્કી થવુ જોઇએ અને એ સર્વમાથી સત્ય—આખા સત્યને જ વળગી રહી "કારણ અને કાર્યની ઘટના શુદ્ધ ન્યાયબુદ્ધિથી કરવી જોઇએ, પુરાવો સીધો "અને આડકતરો ઘણા પ્રકારનો હોય છે. * * * આડકતરા પુરાવામાં "તે તે દેશકાલની અવશિષ્ટ રહેલી તમામ વસ્તુઓ આવી જાય છે. સાહિત્ય "અને વાઙ્મય કલાઓ અને ધધા, આર્થિક, સાંસારિક અને ધાર્મિક "પરિસ્થિતિ, આખી સસ્કૃતિનોજ એમા સમાવેશ થાય છે તેમ તે પ્રદેશની "ભૂરચના અને આબોહવા જેવા લાંબા વખત સુધી એક સરખા પ્રવર્તતાં "કુદરતી કારણો પણ તેમા અગત્યનુ સ્થાન ધરાવે છે."

ઉપરના ફકરાઓમાં નિરુપવામાં આવેલ ઐતિહાસિક સત્ય એ આ પુસ્તકનું શક્તિકારણ છે

આ પુસ્તક તૈયાર થતું હતુ તે અરસામાંજ પુસ્તકના વિષય માંટે મોટા વર્ગનાં ઔદાસીન્ય માટેની ફરિયાદનો સ્વ. રણજિતરામ વાવાભાઇએ સને ૧૯૧૬ ના માર્ચમાં ઉત્તર આપતાં ગ્રન્થકર્તાને લખેલુ કે, "પ્રોફેસરો

કે વિદ્વાનો મદદ નથી કરતા તેનું કારણ તેઓનું અજ્ઞાન છે. મને પોતાને પણ તમારા કરતાં વધારે કડવો અનુભવ થયેલો છે. પરંતુ શોધખોળ અત્યારે આપણે ત્યાં તદ્દન અર્ભક દશામાં છે, એટલે પોતાના પગ ઉપર સૌએ ઉભાં રહેવાનું છે." એ ખરું છે કે આટલાં વર્ષો વહી ગયા પછી રણજિતરામ ભાઇનું એ કથન બધા માટે સાચું નથી તો પણ તેમની ઉક્તિમાં તથ્યાંશ રહેલો છે. અભ્યાસીઓ લેખકો વાચકો એ સર્વનું વલણ પુરાતત્ત્વ તરફ બીજી વિદ્યાનાં આકર્ષણોને મુકાબલે ઓછું છે. તેમજ બીજા દેશોને મુકાબલે એ વિદ્યા અહીં જેટલી ખીલી છે તે પણ ઓછી જ ગણાય એટલી છે.

શોધખોળનાં પરીક્ષણ અને પરિણામને આધારે શાસ્ત્રીય ઇતિહાસ રચવામાં મુશ્કેલીઓ અનેકવિધ છે. માનવ પ્રકૃતિમાં ગુણદોષો ઉત્તમ, મધ્યમ, કનિષ્ટ ત્રણે પ્રકારના હોય એટલે પરિણામે બનેલા બનાવોને સ્થાયીરૂપ નોંધ સ્મારક કે ચિન્હ વડે મળે છે અને લખેલો ઇતિહાસ ઊભો થાય છે. અગ્રગણ્ય પુરુષો–મહાન નરપુંગવોનો ક્રમબદ્ધ અહેવાલ કે ઇતિહાસ વિશુદ્ધ રૂપે લખાતા વાર જ લાગે અને ત્યાર પહેલાં તો તેમને વિષે ગીતો પ્રશસ્તિઓ બહાર આવે તેમજ માણસે પોતે પોતાને માટે કહેલી હકીકત કે તેના પત્રો કે આત્મચરિત વા તેનું કોઇએ લખેલું જીવનચરિત એ સર્વ ઘણાં વહેલાં બહાર પડે છે. પણ આમ અસત્ય કે અર્ધ સત્ય જીવન ચરિતો કે

પણ ઇતિહાસ એ કાંઈ કાવ્ય કે નવલકથા નથી, ચિત્તને વિનોદ આપે એવું લલિત આખ્યાન પણ એ નથી. તેથી ઊલટું શુષ્ક શોધ એ તેનું અંતિમ ફળ પણ નથી. પણ સર જૉન સીલીએ દર્શાવ્યું છે તેમ ઇતિહાસ એ સમાજ અને રાજ્યના નેતાઓનો ઉત્તમ શિક્ષક અને વિશ્વસનીય માર્ગદર્શક છે. ઇતિહાસદ્વારા ભૂતકાળનું સ્વરૂપ જાણી લઇ તે જ્ઞાનનો વર્તમાનમાં ઉપયોગ કરી શકાય છે એટલું જ નહીં પણ ભૂતકાળમાંથી ઉદ્ધરેલા સત્ય કે દૃષ્ટાંતના દીપો ભવિષ્યના પ્રવાસપથ ઉપર પણ પ્રકાશ પાડી શકે છે અને પ્રખ્યાત કવિ કીટ્સના શબ્દોમાં કહીએ તો.

Here your earth-born souls still speak
To mortals * * *
Of their glory and their shame
What doth strengthen and what maim.

આમ ઇતિહાસ માત્રનું જે હેતુકારણ છે તે આ પુસ્તકનું હેતુકારણ છે અને તે હેતુ સિદ્ધ કરવામાં અલ્પાંશે પણ આ પુસ્તક ઉપયોગી થાય તેમાં જ તેની પાછળ લેવાયેલા શ્રમનું સાફલ્ય અને તેમાં જ તેના પ્રકાશનની સાર્થકતા રહેલાં છે.

મુનિકુમાર મણિશંકર ભટ્ટ.



# પ્રકરણ ૧ લું

## ભૌગોલિક સ્થિતિ

પ્રાચીન કાળમાં સિંહપુર નામે ઓળખાતું સિહોર શહેર, રમણીય ટેકરીઓની હારની વચ્ચે તળેટીમાં આવેલું છે. તેનો પશ્ચિમે વિસ્તાર છેક ગૌતમી નદી સુધી વિસ્તરેલો છે. તે ૨૧-૪૩ ઉત્તર અક્ષાંશ અને ૭૧-૫૭ પૂર્વ રેખાંશની વચ્ચે છે.

સિહોરથી ઉત્તર બાજુએ આવેલા નજીકના ચમારડીના ડુંગરા ઉપરથી નિરીક્ષણ કરતાં [2]રાસમાળાનો કર્તા ફાર્બસ સાહેબ લખે છે કેઃ—

"ખંભાતના અખાતના પશ્ચિમ કિનારા ઉપર ભાવનગરની ઉત્તરમાં થોડાક મૈલને અંતરે ગ્રેનાઈટ (કણાશ ભરેલા) પત્થરના ડુંગરાની હાર છે. તે સ્થિર સરોવર સરખા સપાટ પ્રદેશમાં જાણે દરિયાના મોજાની વચ્ચોવચ બેટનું ઝુમખું તરતું હોય એવું દેખાય છે. આ ખડબચડા શિખરોની ટોચ [1]ચમારડી ગામ ઉપર ઝૂકી રહી છે, ત્યાંથી જે દેખાવ નજરે પડે છે, તેના કરતાં ચઢીયાતા દેખાવ આખા હિંદુસ્થાનમાં ઇતિહાસ સંબંધી તથા દંતકથાઓ વિશેની મંડળનામાં રમુજ પાડે એવા, તથા વિવિધ પ્રકારના બીજા થોડા જ હશે"

આ વાતની હાલ ખાતરી કરવી હોય, તો સિહોરી માતાની ડહેરી પાસે ઉભા રહી ચોતરફ દૃષ્ટિ કરવી જોઇએ. ત્યાં આગળથી પણ જે આહ્લાદક દેખાવ નજરે પડે છે, તે જોતાં રાસમાળાનું વર્ણન અત્યુક્ત લાગતું નથી.

---

૧. એ ચમારડી ગામ પાસે આખા હિંદની માપણી માટેનું-ટ્રીગોમેટ્રીનું મોટું સ્ટેશન છે. એના અનુસંધાનમાં બીજા ૫ સ્ટેશન સિહોર પરગણામાં છે,— સિહોર, ઇખરલા, ભાણગઢ ને મોટા સુરકા તથા ઉસરડ.

૨. રાસમાળા પ્રથમ ભાગ પૃષ્ઠ ૩.

સિહોરીમાતાનાં દર્શન કરવાનો પરહેલાં સ્ત્રીપુરુષોને કર છે. બાપોડુંગર (જેમાં થાપનાથ કે સ્થાપનાથ મહાદેવનું દેરું છે.) ને ચોગડ (ચતુર્ગંધી ?)ના ડુંગર તથા જૂની રાજગાદી ઉમરાળાનાં ઝાડ નજરે પડે છે. યાજ્ઞિક-જ્ઞાનીઓ—ની તે કુલદેવી છે, અને બીજા મુસાફર યાત્રાળુઓ અને શોધક જિજ્ઞાસુઓ પણ ઉપર જઇને જુએ છે, તો ઉત્તર બાજુએ ચમારડીના ડુંગર અને તેની પેલી મેર વલ્લભીપુરનાં ઝાડ વાયવ્યમાં ઇસાજવો ને ઇશાનમાં વલ્લભીપુરનાં ખંડેરને ચોમાસામાં ખોદીને પ્રકાશમાં લાવતી અને હાલમાં [1]ઉન્મત્તગંગાને નામે ઓળખાતી ઘેલા નદીને મળનારી કાળુભાર નદીનું સંગમસ્થાન, અને એજ બે નદીઓના એકત્ર થએલા મુખથી ખંભાતના અખાતની ખાડીનો સુંદર દેખાવ મનને આનંદ પમાડે છે.

પૂર્વમાં ખોડીયાર માતાનો ધ્વજ, વરતેજ અને ભાવનગરનાં મકાનો તથા તેની પેલીમેરનો દરિયો—પોતાની પ્રાચીનતા અને વ્યાપાર વૈભવની મહત્તા દેખાડતો પડેલો છે. પશ્ચિમ તરફ નજર ફેરવતાં સુવર્ણપુરી—હાલનું સોનગઢ જે આખા ગોહિલવાડ પ્રાંતનું રાજકીય સ્ટેશન છે, તેના બંગલા દેખાય છે. અને નૈઋત્ય ખૂણામાં પ્રાચીન અર્વાચીન જૈન યાત્રાળુઓનો સિદ્ધાચલ જેના ઉપર મોટાં શિખરબંધ અનેક દહેરાં છે, અને આખા હિંદના દરેક શહેરમાથી જેની સેવા કરવાને ઓછુંવત્તું નાણું આવ્યા વગર નહિ જ રહ્યું હોય, તેવો શત્રુંજય સિદ્ધાચલ કે શેત્રુંજ પર્વત દર્શન આપે છે. દક્ષિણે સિહોરી માતાનો, ડુંગરા સમાન ઊંચાઇવાળો, સાતશેરીનો ડુંગર જે સિહોરના ઇતિહાસનું અગત્યનું સ્થાન છે, તે અને તેની આસપાસ જૂના સિહોરનાં ખંડેર છે, ત્યાંથી આગળ નજર દોડાવીએ તો દેવગાણા ગામ તેમજ અગ્નિકોણમાં ખોખરાના ડુંગરોની હંગાર તે જાણે એ વિભાગનો શણગાર હોય એમ પ્રતીત થાય છે.

---

૧ ગઢડામાં સહજાનંદ સ્વામી રહ્યા ને ધર્મ ચલાવ્યો, તેઓ એમાં નાહ્યા, ત્યારથી એ ઘેલા નદીને उन्मत्तगंगा એવું સંસ્કૃત નામ આપ્યું છે. નવી વાચન-માળામાં તેમજ રાસમાળામાં "ઘેલારો" નામ છપાય છે, તે ભૂલ છે ઘેલો જ કહેવાય છે. તે જ્યારે દરેડ આગળ થઇ પછેગામ આવે છે, ત્યારે તેને ક્વચિત્ "દરેડીઓ" પણ કહે છે. એ નદી ચોમાસામાં બહુ જોર કરે છે, તેથી એવું નામ પડ્યું હશે

નથી એમાં ન્હાઇ ગૌતમેશ્વરના દર્શન કરવા અને પૂજા પાઠ કરવા હમેશા શિવભક્તો જાય છે * ગૌતમી નદી ઉપર પૂલ બાંધેલો છે, તેના પર થઇ રેલ્વેના ધોરી જંકશન તરફ એક ફાંટો જાય છે, અને બીજો રેલ્વેનો ફાંટો પાલીતાણા તરફ જાય છે સિવાય એક ન્હાનો ફાંટો પણ સિહોરથી સોનગઢ જતી સડકને રસ્તે પણ બાંધ્યો છે

સ્ટેશનથી શહેરમાં આવતા નવા ગઢની મર્યાદા દર્શક લાઇન નજરે પડે છે ત્યાંથી આગળ ચાલતાં પ્રખ્યાત સિહોરી માતાના ડુંગરની તળેટી આગળ રસ્તો જમણે પડખે છોડી ડાબી તરફ વળતાં, ને પંચમુખા મહાદેવની જગા છે આ જગાએ ભાડાની ઘોડાગાડીઓ હમેશા જોડેલી તૈયાર રહેલ છે પોસ્ટઓફીસ પણ તેજ સ્થળે છે ત્યાં આગળ ભાવનગરનો દરવાજો જેને હાલ સ્ટેશનનો દરવાજો કહે છે તે પુરાતની બાંધણીની ભવ્યતા દેખાડતો નજરે પડે છે આ દરવાજો સંવત્ ૧૯૦૭ માં મહારાજા દાજીરાજે નવો બંધાવ્યો છે પણ તેને લગતી બેઉ બાજુ ગઢની રાંગો અને જૂના કોઠા વગેરે તો જે વખતે આ સ્થળ ભાવનગર દરબારના વડવાઓની રાજ્યધાની રૂપે હતું, તે વખતે એટલે આશરે સાડા ત્રણસે વર્ષ પહેલાં બંધાએલ હોવાનું અનુમાન થાય છે ડુંગરની ડુંગરાઓનું માનવીઓને રક્ષણ કરવા સિંહ વાઘાદિક હિંસક પશુઓનો ભય ગણાતો તે વખતે વધારે હતો, અને સિંહ, વાઘ પશુઓને હમેશા રોકાણ કરતા તે હરકત દૂર કરવાને તથા દુશ્મનના હલ્લાને સહેલાઇથી હઠાવવાને આ કિલ્લો બાંધવામાં આવ્યો છે તેમાં ભાવનગરના દરવાજા સિવાય પશ્ચિમાભિમુખ સુરકાનો, અને દક્ષિણાભિમુખ જૂના સિહોર તરફ જવાનો એજ નામનો જૂના સિહોરનો દરવાજો છે પૂર્વ તરફ તો માત્ર એક બારી જ છે, તે ડુંગર ઉપર છે

ભાવનગરના દરવાજામાં પ્રવેશ કરતાં, પ્રથમ જમણી બાજુના ખાનામાં જમાતના હવાલદારો માલનો નોંધ કરતા અને અજાણ્યા પ્રવાસીને પૂછપરછ

* આ ગૌતમ કુંડ અને પાસેથી વહી જતી નદી સિહોરની વસ્તીનું જલસ્થાન છે, અહીંથી પાણીનાં બેડાં લઇને જતી યુવતીઓને રહેવારના સૂર્યના પ્રકાશમાં જોઇને એક યુરોપીયન અમલદારને સિહોર શહેર અત્યંત ધનાઢ્ય ભાસ્યુ હતું એવી લોકોક્તિ છે, તે ઉપરથી "યુરોપીયન અમલદાર" નો તિરસ્કાર કરવા જેવું નથી, પાણી ભરી આવતી સ્ત્રીઓનાં બેડાંઓ સૂર્યના પ્રકાશમાં ચળકે ત્યારે એ દૃશ્ય ઘણા પરદેશી મુસાફરોને પ્રાચીન કાળથી મુગ્ધ કરતું આવ્યું છે

ફરતા નજરે પડશે. તેની પશ્ચિમે સરસ્વતી દેવીનું મંદિર—સિદ્ધેશ્વર તાનુકારકૂપ છે જે ઉંચા પગથીઆ ચડીને જતાં નિર્દોષ અને ન્હાની વયના અભ્યાસમાં ગુંથાએલા બાળકોથી ચિક્કાર ભરાએલી દેખાય છે એમાં ગુજરાતી સાત ધોરણ સુધી શિખવાય છે અને ઇંગ્રેજીમાં સાત ધોરણ સુધી અભ્યાસ ચાલે છે જેની વિશેષ હકીકત કેળવણીના પ્રકરણમાં આવશે

તાનુકારકૂપની સામેની બાજુએ મોટી અને સુંદર બાંધણીની વૈષ્ણવની હવેલી છે તે નૃસિંહલાલજી મહારાજની હવેલી કહેવાય છે આ મકાનોનો અભ્યાસ સ્થાપત્યની દૃષ્ટિએ ઉપયોગી થઇ પડે તેમ છે

આ શહેર ડુંગરાઓના ગાળામાં બાંધવામાં આવ્યું છે, એટલે પ્રત્યેક ગૃહસ્થ પોતાનું મકાન પત્થરની પાકી બાંધણીનું અને સુંદર બંધાવી શકે છે, પણ ચોક્કસ દિશા સાચવીને બાંધી શકતા નથી, વળી ઘરની સપાટીથી ઓરડા ઓશરીએ પહોંચતા ૧૦–૧૫ ફૂટ ( ઓછામાં ઓછું ૧ માળ જેટલું ) ચડવું પડે છે. અને તેથી ભેજનો ભય બિલકુલ જણાતો નથી મકાનોની બાંધણી ક્વચિત મનોહર અને બીજી દરેક પ્રકારની સગવડવાળી હોય છે પ્રતિ વર્ષ નવા મકાન વધતા જાય છે, અને વિલાયતી નળીઆ (મેંગલોરી નળીયા) વાળા મકાનો વધવા લાગ્યા છે. પ્રગટનાથને રસ્તે તેમજ શહેરના મહોલ્લામાં નવી શૈલીની કારીગરી તેમજ હવા પ્રકાશની સગવડવાળા મકાન થતા જાય છે અને તેથી શહેરની શોભામાં બેશક વધારો થયો છે, મકાનોને રંગ દેવામાં આવે છે પણ જૂની રૂઢી પ્રમાણે ભીંત ઉપર ચિત્રો કઢાવવાની રીત નીકળી ગઇ છે ને તેને બદલે તખ્તાઓ ટંગાય છે અથવા તેમજ પોતાની છબીઓના ફોટા મોટા લટકાવાય છે મુંબઇના મકાનોની ઢબ પણ કોઈ કોઈ સ્થળે જણાય છે

શહેરના રસ્તા વાંકા ચૂકા સાંકડા અને ખડબચડા છે શહેરમાં બે મોટા નાળાં છે, તેના પર પુલ બાંધી આવ જા કરવાને આશરે ૪૦ વર્ષ ઉપર યોજના કરાઇ હતી ચોમાસાને વખતે એમાં પુષ્કળ તાણવાળો પ્રવાહ દેખાય છે શહેરનો ઢાળ ઉત્તર અને પશ્ચિમ તરફ છે, તેથી એ નહેરોનું પાણી જુદી જુદી દિશામાં વહીને ગૌતમી નદીને મળે છે વરસાદ વરસી રહ્યા પછી પૂરવાળો કાદવ-કીચડ આ સ્થળમાં રહેતો નથી.

હવેલીથી આગળ ચાલતા મુનીચોક, ને તે પછી મોટો ચોક આવે છે. આ મોટા ચોકમાં સર તખ્તસિંહજી લાઇબ્રેરી અને બીજી જૂની હવેલી છે. મોટા

ચૉક તરફ જતાં જમણા હાથ ભગીના દક્ષિણ તરફના ખાંચામાં વળીએ, તો દરબારશ્રીના ઇષ્ટદેવ [1]મોરલીધરજીનું મંદિર આવે છે. આ મંદિર નવું સિહોર બાંધ્યું તે વખતે પાદરને લગતું ગણાતું હતું, પણ ત્યારપછી શહેરમાં પ્રતિદિવસ વધારો થવાથી હાલ તે શહેરની મધ્યમાં આવ્યું છે. આ મંદિરની આગળ પશ્ચિમ દિશાએ શાક મારકીટ અને તેની મેડી ઉપર પાંચસ્કૂલ બેસે છે. આ સ્કૂલની નજીક શ્રી ગજનાથ મહાદેવનું દહેરું છે. તેની ડહેલીની મેડી ઉપર કન્યાશાળા બેસે છે. પાંચની નિશાળ અને કન્યાશાળા જોઈ દરબારગઢ તરફ જતાં ખારો કુવો અને બારોટ શેરીનો ચૉક આવે છે. તે સ્થળે થઇ જતા આ શહેરનો રાજગઢ અને રાણીવાસના ઓરડાની ડહેલી નજરે પડે છે. આ ડહેલીની મેડી ઉપર વહીવટી કચેરી છે, ને તેની જ પડખે ન્યાયકોર્ટનું પાકી બાંધણીનું મકાન છે. આ દરબારગઢને લગતા બાજુઆવાળા ઓરડા રજપૂતોના વખતની જૂની બાંધણીના નમુનારૂપ છે. બાજુ નજીકમાં ત્યાં દરબારશ્રીના ભાયાત દેવિસિંહજી અને રૂપસિંહજીના દરબાર ( મકાનો ) છે.

દરબારગઢની પહેલી ડહેલી પશ્ચિમાભિમુખની છે, તેના ખાનામાં સિપાઇઓ બેસે છે, માંહે પ્રવેશ કરતાં ડાબે હાથે પગથીઆં ચડી અગાશીમાં થઈ વહીવટી કચેરીમાં જવાય છે પણ સીધા આગળ ચાલી ઢોળાવ ચડીએ તો ઉત્તર તરફની બીજી ડહેલી કે [2]દોઢી નજરે પડે છે. આ કમાનદાર જૂની બાંધણીની ડહેલી નજીક ફૂલનાથ મહાદેવની દેરી છે. ત્યાંથી અંતઃપુરમાં જતાં વિશાળ ચૉકમાં આવી પહોંચાય છે. એમા પૂર્વ અને પશ્ચિમની ઓરડાઓની લાઈન ઉંચાં પગથીઆંવાળી ઓશરીના છોબંધ ભોંયતળીયાવાળા નજરે પડે છે. એની બાંધણી ઘણી રોનકદાર, નકશીદાર, બારીબારણાંવાળી અને ત્રણ માળની છે.

---

૧. ખેરગઢથી મહારાજ સેજકજી જે મૂર્તિ સાથે લાવેલા તે મોરલીધરજીની મૂળ મૂર્તિ તો પડગામ (સોનગઢ તાબે)માં છે,

૨. કાઠીયાવાડમાં આવી રચનાવાળા દરવાજાને દોઢી કહે છે. બેક ડહેલીની જુદી દિશા રાખવાનું ખાસ કારણ એ છે કે દુશ્મનનું દળ પહેલી ડહેલીમાં આવે, તોપણ અંતઃપુરમાં કે શહેરમાં પ્રવેશ કરી ન શકે અને અંદરના માણસો શત્રુનો વગર હરકતે નાશ કરી શકે. દરેક ગઢના દરવાજામાં એવી રચના કરવામાં આવતી હાલ તો ક્વચિતજ નજરે પડે છે.

પૂર્વ બાજુના પહેલા ઓરડામાં અસલના ક્ષેત્રપાળનું સ્થાનક છે. ઉમરાળેથી અહીં ગાદી થઇ ત્યારથી જ એ ઓરડો ક્ષેત્રપાળના પૂજન માટે રાખવામાં આવ્યો હશે એમ જણાય છે. દરબારશ્રીનાં વરઘોડીયાંને અહીં પગે લાગવા આવવું પડે છે. અને કુમારની બ્હેને (રાજકુંવરી) નણંદના હક તરીકે કંઇ વરઘોડીયાં પાસેથી માગણી કરવાનો રીવાજ છે. અને નણંદને ગચ્છ કરવામાં આવે છે. એ પછીનો ઓરડો વટીને આગળ જતાં રાજમહેલનો મુખ્ય ઓરડો આવે છે. તેને ત્રીજે માળ જતાં સીધો ને સાંકડો દાદર ચડવો પડે છે. તે ચડતાં ખુદ હજુરશ્રી મારેનો બંગલો આવે છે જેમાં ચિતળની લડાઇનાં ચિત્રો દષ્ટિપથમાં આવે છે. તેની છતમાં મીનાકારી કામ કરેલું છે. આ સ્થળે આવતાં પ્રત્યેક માણસને ભારે આનંદ પેદા થાય છે. એની પશ્ચિમની બારીથી જોતાં આખું શહેર દેખાય છે. એ બારીમાં થઇ એક મોટી વિશાલ અગાશીમાં જવાતું. પણ હાલ એ અગાશી તૂટી ગઇ છે, એટલે પ્રેક્ષકની દષ્ટિ તો એમાંનાં ચિત્રો જોવામાંજ તલ્લીન થાય છે. એ બંગલાની ઉત્તર બાજુ સિવાય બાકીની ત્રણે બાજુએ ચિત્રો છે. કેટલાંક ચિત્રોની નીચે નામ લખ્યાં છે, તે [1]સ્પષ્ટ વંચાય છે. એની વિશેષ હકીકત ચિત્ર પરિચયના પ્રકરણમાં આવશે, દક્ષિણની બાજુએ બાઝંબાઝાની પૂર જોસથી ચાલતી લડાઇનો દેખાવ છે, તથા બાકીની બે બાજુએ "વિજય-સ્વારી"ના દેખાવનાં ચિત્ર છે.

એ મહેલ જોઇ નીચે ઉતરી પૂર્વ બાજુએ આવેલા વાંસની જાળીવાળા ઓરડા જે ખાસ રાણીઓને માટે જ હતા, તે પૂર્ણ મલાઝાવાળા છતાં હવા પ્રકાશવાળા છે. અને ઉભણીમાં પશ્ચિમની લાઇન જેટલા જ છે. આ ઓરડાઓની ઓશરીઓની ભીંતિ પણ દેવદેવીનાં ચિત્રો નજરે પડે છે. તેમજ લાકડાના અવાડામાં પણ ઉત્તમ કારીગરી જણાય છે. એક સમય એવો હતો કે આ દરબારગઢમા માણસને ઉભાં રહેવા પણ માર્ગ મળતો નહિ, એટલી ભીડ હમેશ થતી! રાજદરબારમાં જવું એ મહામુશ્કેલીનું અને મોટી વગસગનું કામ હતું. પ્રત્યેક દરબારને એક કરતા વધારે રાણીઓ પરણવાનો

૧ એ ચિત્રોના તખ્તા કરાવીને મહારાજશ્રી ભાવસિંહજીએ બાર્ટન લાઇબ્રેરીમાં મૂકાવ્યા છે. તેમજ એઓ નામદારે એક સુંદર મંજુષો પણ છપાવી સાહિત્ય ક્ષેત્રમાં અમૂલ્ય વધારો કર્યો છે. જેનું ઉપયોગી વર્ણન સને ૧૯૧૧ ના એપ્રીલ, મેના શાળાપત્રમાં છપાયું છે. કે. પે.

રીવાજ હતો, અને તેથી જ આ દરબારગઢ બહાર બાજુઆ વગેરેના ઓરડા બીન સમાવેશને લીધે ઠગાવવા પડ્યા છે. છેક સંવત ૧૯૧૦ સુધી અહીં રાજલોક રહેતા, ને પછીથી ભાવનગરમાં સૌ રહેવા આવવાથી આજે એક પણ ભાયાત કે કમાણું અત્રે નથી. આજે તે તદ્દન ખાલી છે.

સિહોરના દરબારગઢમાંથી નીકળી જૂના દવાખાના તરફ જતાં જૂના સિહોરનો દેખાવ દૃષ્ટિગત થાય છે. સાત શેરીનો ચૉરો અત્રે પ્રથમ દેખાય છે, જૂનાં સિહોરનો વિસ્તાર હાલના સિહોર કરતાં વધારે હશે, એમ લાગે છે, કારણ કે તેના જૂના કિલ્લાની નિશાની દવાખાના પાસેથી જમણી બાજુએ ઠઠ દાતારની ટેકરી સુધી જણાય છે, તેમજ ડાબી તરફ વાંકખાતો ખાનો રામનાથ મહાદેવ જે દેરાગાળાને રસ્તે છે, ત્યાં સુધી જણાય છે. આ જૂના સિહોરની મધ્યમાં માનગેરીનો ડુંગર હશે, એમ સહજ અનુમાન થાય છે. પ્રત્યેક મુસાફરને તે જોવાને આકર્ષણ કરે છે, અને સુખનાથ મહાદેવ જે જૂના સિહોરના મુખ્ય ગ્રામ દેવતા હતા ત્યાં થઇ એ ચૉગ ઉપર ચડવાને અનુકૂળ પડે છે, એનું વર્ણન ડુંગરની હકીકતમાં મળશે. એ સ્થળની બેઠકમાંથી થએલી મસ્કરી ને પછીથી લડાઇના પરિણામે મોટો કલહ થયો હતો, ને રાજ્યક્રાંતિ થવાનું કારણ પણ એ જ હતું. આ સ્થળમાંથી જૂનાં મકાનોના પાયા, ઇટો, કોઇવાર સિક્કા અને ગૃહમાહિલ મળી આવે છે. ને સાંથી ધોળી રાતી માટી પણ નીકળે છે. સાધારણ ધૂળનું ચણતર પણ ચૂનાની માફક ટકાઉ થાય છે. જૂની વાવો ( વાપિઓ ) દેવસ્થાન, અને કૂવા વગેરેનું વર્ણન તે વિભાગમાં આવશે, માટે અત્રે વિસ્તાર ન કરતાં આ સ્થળનું ભૂસ્તર વિષય ટુંકામાં લખી જૂનવટનો ઇતિહાસ આપવો ઉચિત ધારીએ છીએ.

---

## પ્રકરણ ૨ જું

### ભૂસ્તર અને ગિરિવર્ણન.

ભૂસ્તર શાસ્ત્રીઓ માને છે કે આખો સૌરાષ્ટ્ર દેશ એક કાલે બેટ હતો; તેનો જે ભાગ અત્યારે ગુજરાત પ્રાન્તની ખંડસ્થ ભૂમિ સાથે જોડાએલો છે. ત્યાં પણ દરિયો હતો; જે ખંભાતના અખાતને કચ્છના અખાત સાથે સંયુક્ત કરતો અને સિન્ધુ નદીનું મુખ ખંભાતના અખાતને મળતું હતું*

વઢવાણ અને ભાવનગર વચ્ચેની સડકનું ખોદાણ કામ ચાલતું હતું ત્યારે ત્યાંથી વહાણનો એક કુવાસ્થંભ નીકળી આવ્યો હતો તે એ પ્રદેશમાં પૂર્વે સમુદ્ર હોવાનું સૂચન કરે છે. કચ્છનું રણ પૂર્વે સમુદ્ર તળીયાંની રેતી હતી એવું અનુમાન છે, અને એ સમુદ્ર નદીઓની રેતી કાદવ વગેરેથી ભરાઇને કાલાન્તરે જમીન બની ગઇ.

શ્રી કૃષ્ણનું રાજ્ય દ્વારિકા બેટમાં હતું. તે માત્ર દ્વારિકા નગરીનો જ વિભાગ નહિ, પરંતુ તે સ્થળે આખો સૌરાષ્ટ્ર બેટ હશે, એમ માનવું કોઇ પણ રીતે અપ્રમાણ નથી અને તે વખતથી આપણા ગોહિલવાડ વિભાગને તો પૂર્વમાં અને દક્ષિણમાં દરિયા કાંઠાનો લાભ હતો એ ભૂલવું ન જોઇએ. એ વખતે ક્યાં ક્યા મોટા બંદરો હશે એ કહી શકાતું નથી, પણ ઇસ્વીસનના પાંચમાં સૈકાથી તો ખાતરી પૂર્વક કહી શકાય કે અર્વાચીન ગોહેલવાડની સીમા જોતાંન્કેઃ વલ્લભીપુરથી આરંભીને મહુવા સુધી હાલ બંદરો છે, તે કરતાં વધારે હતાં ને સારી હાલતમાં હતાં. પણ વલ્લભીપુર બંદર મટી ગયું, અને કંઇક જ્વાળામુખીને યોગે ભૂકંપ થયો હશે, તે વેળા સિહોરના ડુંગરા તેમજ ચમારડીના ડુંગરા ઉપસી આવ્યા હોય એમ માનવાને કારણ છે. જોકે સિહોરના ડુંગરા ઘણા પ્રાચીન માનીએ, તો પણ તે જ્વાળામુખીની

* ( જુઓ મહીપતરૂત ભૂસ્તર વિદ્યા આ૦ ૨. પૃષ્ઠ ૭૨ )

રીવાજ હતો, અને તેથી જ આ દરબારગઢ બહાર બાજુમાં વગેરેના ઓરડા બીન સમાવેશને લીધે કરાવવા પડ્યા હશે. છેક સંવત ૧૯૧૦ સુધી અહીં રાજલોક રહેતા, ને પછીથી ભાવનગરમાં સૌ રહેવા આવવાથી આજે એક પણ ભાયાત કે કમાણું અત્રે નથી. આજે તે તદન ખાલી છે.

સિહોરના દરબારગઢમાંથી નીકળી જૂના દવાખાના તરફ જતાં જૂના સિહોરનો દેખાવ દષ્ટિગત થાય છે. સાત શેરીનો ચૉરો અત્રે પ્રથમ દેખાય છે, જૂનાં સિહોરનો વિસ્તાર હાલના સિહોર કરતાં વધારે હશે, એમ લાગે છે, કારણ કે તેના જૂના કિલ્લાની નિશાની દવાખાના પાસેથી જમણી બાજુએ ઠક દાતારની ટેકરી સુધી જણાય છે, તેમજ ડાબી તરફ વાંક ખાતો ખાતો રામનાથ મહાદેવ જે દોગાણાને રસ્તે છે, ત્યાં સુધી જણાય છે. આ જૂના સિહોરની મધ્યમાં માતગેરીનો ડુંગર હતો, એમ સહજ અનુમાન થાય છે. પ્રત્યેક મુસાફરને તે જોવાને આકર્ષણ કરે છે, અને સુખનાથ મહાદેવ જે જૂના સિહોરના મુખ્ય ગ્રામ દેવતા હતા ત્યાં થઇ એ ચૉરા ઉપર ચડવાને અનુકૂળ પડે છે, એનું વર્ણન ડુંગરની હકીકતમાં મળશે. એ સ્થળની બેઠક-માથી થએલી મશ્કરી ને પછીથી લડાઇના પરિણામે મોટો કલહ થયો હતો, ને રાજ્યક્રાંતિ થવાનું કારણ પણ એ જ હતું. આ સ્થળમાંથી જૂનાં મકા-નોના પાયા, ઇંટો, કોઇવાર સિક્કા અને ગૃહસાહિત્ય મળી આવે છે. ને ત્યાંથી ધોળી રાતી માટી પણ નીકળે છે. સાધારણ ધૂળનું ચણતર પણ ચૂનાની માફક ટકાઉ થાય છે. જૂની વાવો ( વાપિઓ ) દેવસ્થાન, અને કૂવા વગે-રેનું વર્ણન તે વિભાગમાં આવશે, માટે અત્રે વિસ્તાર ન કરતાં આ સ્થળનું ભૂસ્તર વિષય ટુંકામાં લખી જૂનવટનો ઇતિહાસ આપવો ઉચિત ધારીએ છીએ.

---

પણ હતું. આ બધા ડુંગરા શત્રુંજયના પેટા ભાગ રૂપે જ ગણાય છે. જૈનો એનું પ્રાચીન કાળમાં બહુ મોટું માપ બતાવે છે. બાર યોજનનો ફરતો તેનો વિસ્તાર ગણાય છે. એટલે તેમાં સિહોર, ચોગઠ, ચમારડી અને ખોખરા, તળાજા વગેરેનો સમાવેશ થઇ જાય છે એમ જૈનો માને છે. ટુંકામાં કહીએ તો આગ્નેય ઉપાધિના યોગે સિહોરના ડુંગરા ઉદ્ભવ્યા છે, અને કોઇ ભાગ ઉપસી આવ્યા છે, તો કોઇ ભાગ ભોંયમાં ફાટ પડવાથી દટાઈ ગયેલ છે. તેનું પહેલું ઉદાહરણ સિહોર વગેરેના ડુંગર છે, ને બીજું ઉદાહરણ વલ્લભીપુરનું અદશ્યપણું છે! અલબત્ત આવા બનાવો ક્યારે બન્યા હશે, તે નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ, તો પણ જે રસ્તે ભૂસ્તરવેત્તાઓએ શોધ કર્યા છે, અને પૃથ્વી ઉપર મનુષ્ય પ્રાણીના ઉદ્ભવ પહેલાં એટલે કરોડો વર્ષ પૂર્વ શું હશે, તે પોતાની બુદ્ધિ વડે સાબીત કરી આપ્યું છે તેને આધારે માત્ર ઉપરની હકીકત જણાવી શકાય છે. ભૂસ્તર-વેત્તાઓએ પૃથ્વી ઉપર મનુષ્યનો અવતાર થયા બાદ આધુનિક સ્થિતિ એ માણસને આવતાં હજારો વર્ષ વીતી ગયાનું પૃથ્વીનાં પડોમાં છૂપા રહેલા પત્થરોના શેષ ભાગ ઉપરથી સિદ્ધ કરેલું છે કે–પ્રથમ મનુષ્યો પાષાણનાં હથિયાર વાપરતા, પછી મિશ્રધાતુનાં ને છેલ્લે લોહમય હથીયાર વાપરવા લાગ્યા છે. તેથી પહેલો પાષાણયુગ, બીજો કાંસ્યયુગ, ને ત્રીજો લોહયુગ ગણુ-વામાં આવ્યો છે. અને હાલની બધી મનુષ્ય પ્રજા લોહયુગમાં છે. એમ ભૂસ્તર વિદ્યાની દૃષ્ટિએ કહેવામાં કશો બાધ નથી. આ વિદ્યા એમ પણ સાબિત કરે છે કે–પૃથ્વી બળતા રસનો ગોળો હતો, ને તે ઠંડી પડ્યા પછી તેના ઉપર ચીરા મૈન જાડાઇનું પડ બંધાયું, તે પછી દરિયા થયા, ત્યાર પછી વનસ્પતિયુગ પછી અનેક તરેહનાં દરિયાઇ પ્રાણી, અને છેલ્લે મનુ-ષ્યની ઉત્પત્તિ થઇ છે. આ વાત આપણા મચ્છ, કચ્છ, વરાહ, નૃસિંહાદિ અવતારના વર્ણન સાથે એટલી બધી મળતી આવે છે કે નિક્રામક્રમ જાણે ઉત્તરોત્તર એજ રીતે થતાં હાલના પરિપૂર્ણાવતાર શ્રીરામકૃષ્ણાદિક કહેવાય. આમ કુદરતી રીતે પૂર્વ અને પશ્ચિમના શોધ મળતા આવે છે.*

* સ્વ૰ દેવશંકરભાઇ સાથે આ વિચારમાં સંમત થઇ શકાય કે નહીં તો પણ મત્સ્યાવતાર વગેરેની વાતોનું મહત્ત્વ તત્ત્વજ્ઞાનની દૃષ્ટિનું હોય તેમ માની શકાય તો ભૂસ્તરની દૃષ્ટિનું હેય તેમ પણ માની શકાય. અને એ અવતારોનાં વર્ણન પાછળ માનવ જાતિ સુધીનાં પ્રાણીઓના ઉદ્ભવ અને સંવર્ધનનો ઇતિહાસ રહ્યો હોય એવી માન્યતા ધરાવનાર પણ વાસ્તવિક જ્ઞાનથી બહુ દૂર નથી.

જાતના છે.* માત્ર તફાવત એટલો કે તેની અંદર લાવા રહેલો, અને પછ ઉપસાવી શાંત પરેલો. જેથી હવના જ્વાળામુખી વાટે જેમ લાવા રસ વહીને આસપાસના પ્રદેશને ભારે નુકસાન કરે છે; એવી સ્થિતિ થએલી નહિ તેથી એ ડુંગર જળમય રોકના છે, એમ કહી શકાતું નથી. કેટલેક ઠેકાણે સફાઇ બંધ લાંબી ચોડી છીપરો નીકળે છે, પણ તે સ્લેટરોક હોય, એમ દેખાતું નથી.

સિહોર અને તેની આસપાસની જમીન ડુંગરાવાળી અને ધારોવાળી છે, તોપણ તેના ગાળાની જમીન તથા જ્યાં જ્યાં સપાટ જમીન છે, ત્યાં તો બહુ સારી ખેતી થાય છે, અને તેથીજ ટાણાનો બાજરો ને જુવાર તથા વરસની તમામ ધાન્યની ઉપજ વખણાય છે.

એટલું ખરૂં કે ચમારડીના ડુંગરના પત્થર અને સિહોરના પત્થર જુદી જાતના છે. અને જેને અડદીઆ પત્થર કહેવામાં આવે છે, તે ઘણું કરીને ગ્રાનીટની જાતના છે. તેવા સિહોરના પત્થર નથી પણ પાલીતાણાના શત્રુંજયને મળતા કેટલેક ઠેકાણે નીકળે છે. આ સ્થળે એક અગત્યની વાત કહેવી જોઇએ કે-ચમારડી પાસેના ડુંગર ઉપર એક મસ્જીદ છે, તે ઘોઘાના મુસલમાન ખારવાઓએ બધાવેલી છે. અને દર વર્ષે અમુક તહેવારે ઘોઘાના ખારવા ત્યાં બન્ગી કરવા આવે છે, અને કહેવાય છે કે-જ્યારે ચમારડીથી પશ્ચિમમા ભરતીના મોજા કાળુભારના મુખ સુધી આવતાં તે વખતમાં તેમાં આવેલા વહાણોમાંના ખારવા ઉપર કહેલી મસ્જીદ પાસે વિસામો લઇ ખુદાની બન્દગી કરતા. એ સમયમા એ ડુંગરનો મોટો ભાગ દરિયામાં પાણી નીચે હોવો જોઇએ. આ સમયમાં સિહોરથી પણ માત્ર બે ગાઉ જેટલે દૂરજ દરિયો હોવો જોઇએ. ધાંધળી પાસેની ખારી નદી એનો પ્રત્યક્ષ પુરાવો છે. કેટલાકનું ધારવું એવું છે કે-એક ફાંટો સિહોરની પશ્ચિમમાં વળાવડની સીમ સુધી પણ હતો. આજે પણ એ ભાગમાં ક્ષાર માલુમ પડે છે. એ બધા સાથે જૈનના કલ્પસૂત્રમાં કહેલી વાત નોંધવા સરખી છે કે-પ્રાચીન વલ્લભીપુર જેનું સૌથી જૂનું નામ વિમળાપુરી પણ હતું, તેનો વિસ્તાર એટલે સુધી હતો કે-હાલનો શત્રુંજય પર્વત કહેવાય છે, તેની તળેટીમાં એ શહેર હતું અને તે બંદર

* ભાવનગર રાજ્યને અગે ભૂસ્તરવેત્તા ક. પી. સીનોરે તપાસ કરેલી તેમાં આ માલુમ પડ્યું છે.

ગરીઓ—એનો આકાર ગરીયાના જેવો છે, તેથી એ નામ પડેલુ.

વાગધાર—આ ધારના પત્થર લીલા નીકળે છે, ને તે ખેતરોના ખુટા નાખવાના કામમા આવે છે, તેથી એ નામ પડ્યુ

સૂળીઓ—આ ડુંગરની ધાર શૂળીના જેવી હોઇ એ નામ અપાયુ હશે તેની છીપરો કાળી, લીશી ને મજબુત નીકળે છે તે ચોકમા ફરસબંધી માટે ઉપયોગી છે

એકલધાર—બીજા ડુંગરોથી છેટે હોવાથી એક બાજુ રહી જવાથી એ નામ બોલાય છે

મિહોરી માતાનો—એ ડુંગર ઉપર માતાજીનુ દહેરૂ છે, તેથી એ નામ

દીપડીઓ—જેમા ઘણા દીપડા-વાઘ ભરાઇ રહે તેવો હોવાથી

ત્રશીંગડો—એમા એક માતાનુ સ્થાનક છે ત્રણ મોટા શિખર કે શીંગડા હોવાથી એ નામ ( त्रिशूग ? )

નગીઓ—નગીનાના ઘાટનો એમાથી પીળો પત્થર નીકળે છે

અગથીઓ—અગથીયાના ઝાડ ત્યા વિશેષ હોવાથી

સાતશેરીનો—એના ઉપર ચડવાને સાત જુદી જુદી કેડીઓ કે શેરીઓ હશે તેથી ' સાતશેરી " નામ પડેલુ જૈનમાના કોઇએ શાંતિશેરો નામ કહેલુ પણ તે ખરૂ નથી. આના ઉપર ચોરો છે, જેનુ વર્ણન નીચે મુજબ છે

સાત શેરીના ડુંગરનો ઢોળાવ ૮૦૦ ફૂટને આશરે છે તેના ઉપર યોગ્ય આકૃતિની છોગધ સુંદર બેઠક કરેલી છે. ગામના વૃદ્ધ અને માન્ય પુરુષો ફુરસદને વખતે ત્યા બેસી ગામના કજીયા કે વાધા પતાવે. અથવા કથા વાર્તા સાભળે ઘણુ કરીને દરેક ગામમા આવા ચોરા હોય છે પણ આ ચોરો કંઇ ઉંચાણ ઉપર અને ઉંચ વર્ણના તેમજ ઉચ્ચ વિચારના પુરુષોની બેઠક રૂપે હતો ગામડામા જે ગામેતી હોય કે ઝાઝા ભાગદાર હોય, તો એવી ચોગની જગામા બેઠક રાખે છે, કસુંબા કાવા કાઢે છે, ને આમગપાગ સાળગે મભગાવે છે, દેશ વિદેશના અજાણ્યા માણસો જેઓ ગરાસવાળા કે બધાણીઓ હોય તેઓ પણ ત્યા ઉતરે છે, ને હળી મળી આનંદ લે છે. જ્યા ગામેતી કે નામદાર ભાગીઆઓ ન હોય ત્યા પટેલો અને બીજાઓને ચોરો બેઠક દાખલ

ઉપયોગી થઇ પડે છે. કોઇ કોઇ ચૉગમાં શંકરજીનું મંદીર કરેલું હોય છે. ને તેની ઓશરી બેઠકના ઉપયોગમા લેવાય છે. જૂના વખતમાં ગામની શાળા તરીકે ક્વચિત્ ઉપયોગ થતો. પણ હવે તો શાળાઓને માટે સ્વતંત્ર જગાઓજ રખાય છે છતા નવી યોજના થતાં સુધીમાં તેનો ઉપયોગ પહેલા કરતો. આવા ચૉરા હાલના વખતમાં તો નિરુદ્યમી બંધાણી અને અજ્ઞાન લોકોના અખાડા રૂપેજ ઉપયોગી થઇ પડ્યા છે. અગાઉ તો મમહ સ્નેહ સંબંધ અને ઉચ્ચ વિચાર સંપાદન કરવાના આશ્રમ રૂપ હતો છતા કાળક્રમે રૂપાંતર થઇ ગયેલ છે. એવા ચૉરોમાનો એક ઉપર વર્ણવેલો માત કેગનો ચોરો ૧૭} ફૂટ લંબાઇનો અને તેટલીજ પહોળાઇનો હાલ નજરે પડે છે. તેને ચારખૂણે ચાર થાભલા છે. ને વચમા પ્રત્યેક હારમાં ચાર ચાર થાંભલા છે. એ બધા થાભલા સરખા છે. ને ઉંચાઇમા ૭ ફૂટના છે. એ થાંભલા ઉપર પત્થરથી બાંધેલો ઘુમટ છે. ને થાભલા ઉપર પાટડીઓ મૂકેલી છે, તેને લીધે એ ઘુમટ ટકી રહેલો છે માથા ઉપરના પત્થર પોરબંદરીને લગતા છે. એની મધ્યમા પણ બે થાભલા મૂકેલા છે. અહીં બેસીને જોતા જૂના સિહોર ઉપર ચારે તરફ દષ્ટિ કરતા બધો ભૂભાગ તથા મકાન વગેરે નજરે પડે છે.*

---

* આ જગ્યા ચૉરા તરીકે વપરાતી હોવા છતાં અસ્લારે જેતા ચૉરો જ હશે એમ માની શકાતું નથી. મૂળરાજ સોલંકીએ એ શહેર બ્રાહ્મણોને આપ્યું તે વખતે એ જગ્યા મંદિર હશે એમ તેના આધુનિક અવશેષોની રચના અને નકશી ઉપરથી દેખાય છે સંસ્કર્તા



અર્વાચીન સિહોર

# પ્રકરણ ૩ જું

## સિહોરની પ્રાચીનતા.

પહેલા પ્રકરણમાં જૂનું સિહોર અને નવું સિહોર એમ બે સ્થળોનું ટુંક વર્ણન આપ્યું છે. હાલના સિહોરની રચના આજથી આશરે ૩૪૨ વર્ષ પહેલાં થઇ છે. પરંતુ જૂનાં પુસ્તકો અને નવાં રચાએલાં ઐતિહાસિક પુસ્તકો જોતાં સિહોર બહુ પ્રાચીન સ્થળ માલૂમ પડે છે. અને ઓછામાં ઓછાં પાંચ હજાર વર્ષથી એ સ્થાન મહાભારતાદિક પુસ્તકોમાં જાણીતું છે. એનું એ સમયે [1]सारस्वतपुर નામ હતું. એમ વર્ણન ઉપરથી જણાય છે અને ત્યાર પછી વલ્લભીપુર વસાવનાર વિજયસેન ચાવડાએ [2]"विंहरआ" વસાવ્યું તેનું પાછળથી નામ (સિંહ જેવા પરાક્રમી રાજાએ વસાવ્યું માટે–અથવા સિંહો જે જગામાં રહેતા તે ઉપરથી) સિંહપુર કહેવાયું. અને તેનાજ અપભ્રંશરૂપ થઇ હાલનું નામ સિહોર વપરાય છે.

આ પ્રસંગે એટલું પ્રથમ જણાવવું જોઇએ કે પાંડવો અને શ્રીકૃષ્ણ સમકાલીન હતા. તે વખતે શ્રીકૃષ્ણનું રાજ્ય દ્વારકા બેટમાં કે સમગ્ર સૌરાષ્ટ્રમાં (તે વેળા એને ચારે તરફ સમુદ્ર હતો એ પાછળ બતાવ્યું છે.) હતું અને તેમાં યાદવો રહેતા હતા. યાદવોને રહેવાના જુદા જુદા મુખ્ય ચાર વિભાગ હતા. (૧) વૃષ્ણી. (૨) રૈવત. (૩) ભોજ અને (૪) સારસ્વત[3] તેમાંનો સારસ્વત યાદવનો વિભાગ તેજ આ સારસ્વતપુરનો વિભાગ હશે.

---

૧ જુઓ ગા. સ. સં પૃષ્ઠ ૫૮૯ મે વળી એમ પણ અનુમાન થાય છે કે ત્યાં સરસ્વતીના ઉપાસક વિદ્વાન બ્રાહ્મણ રહેતા હોય અથવા સારસ્વત યાદવના નામ ઉપરથી પણ સારસ્વતપુર કહેવાતું હોય. (લેખક)

૨ જુઓ રાસમાલા પૃષ્ઠ ૨૧ મે તથા રાજસ્થાનનો ઇતિહાસ ભાગ ૧ લો પૃષ્ઠ ૫ મે. વિંહર્ભ–વિંહરઆ તે પછીથી સિહોર કહેવાયુ.

૩ નાગરોત્પત્તિનો નિબંધ પૃષ્ઠ ૫ મે. અંબાશંકર દ્રુવ.

જૈમિનિકૃત પાંડવાશ્વમેધમાં નીચે પ્રમાણે હકીકત છે.

" જ્યારે મહાભારતનું યુદ્ધ સમાપ્ત થયું, ત્યારે પોતાના સગાં વહાલાં અને શૂરવીરોના સ્વર્ગવાસથી ધર્મરાજાને ઘણો ખેદ થયો હતો, તે દૂર કરવા તથા દોષથી મુક્ત થવાને અશ્વમેધ યજ્ઞ કરવાનું ઠરાવ્યું. અને નિયમ પ્રમાણે અશ્વના કપાળમાં વિજયસૂચક લેખ બાંધી તે અશ્વને છૂટો મૂકવામાં આવ્યો, તે ફરતો ફરતો સૌરાષ્ટ્ર દેશમાં મયૂરધ્વજ રાજાના રાજ્યમાં આવ્યો. તેણે પણ એજ સમયે અશ્વમેધ યજ્ઞ કરવાનો સંકલ્પ કરી પોતાનો અશ્વ છુટો મૂક્યો હતો એટલે સામસામાં બેઉના ઘોડા અને સૈન્ય વચ્ચે જબરૂં યુદ્ધ થયું અશ્વમેધ યજ્ઞ કરનારે તે દેશના તમામ રાજાઓને જીતીને તાબે કરવા જોઇએ. એટલે આ મયૂરધ્વજના શ્રીકૃષ્ણે યાચક થઈ તેનું જમણું અર્ધું અંગ માગી લીધું. તે તેણે વગર સંકોચે આપવું કબૂલ કરી સર્વસ્વ આપી શ્રીકૃષ્ણને પ્રસન્ન કર્યા, ને શ્રીકૃષ્ણ તથા અર્જુન પ્રસિદ્ધ થયા, એટલે લડાઇ બંધ કરી બેઉ અશ્વ લઈ મયૂરધ્વજપુર ( મોરબી ) થી સારસ્વતપુર તરફ સઘળા સૈન્ય સાથે શ્રીકૃષ્ણાર્જુન અને બભ્રુવાહનાદિક યોદ્ધા ચાલ્યા.

" તે વખતે સારસ્વતપુર ( હાલનું સિહોર )માં રાજા વીરવર્મા રાજ્ય કરતો હતો. તેને માલૂમ પડ્યું કે કોઇ મહારાજા અશ્વમેધ યજ્ઞ કરે છે, ને ઘોડા સહિત સૈન્ય આવ્યું છે. એટલે તેણે પોતાના પાંચ સુભટ તથા બીજું લશ્કર મોકલ્યું, અને જબરૂં યુદ્ધ મચ્યું. તેમાં પાંડવ પક્ષનાં ઘણાં માણસો મરાયાં. અને છેવટ અર્જુન તથા વીરવર્મા પણ દ્વંદ્વયુદ્ધથી લડ્યા, પરંતુ અર્જુન હાર્યો નહિ ત્યારે શ્રીકૃષ્ણને અર્જુને પૂછ્યું કે—મહારાજ આનું કારણ શું હશે ? ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે એને યમદેવ ( ધર્મ રાજા )ની મોટી મદદ છે. અને એ યમ રાજા એની પુત્રી માલિની ને પરણ્યો છે, માટે સહાય કરે છે. તેથી તુર્તમાં વિજય મળે તેમ નથી. છતાં એકાદ બે ઇલાજ કામે લગાડવાથી જય મળશે એમ કહી શ્રીકૃષ્ણે હનુમાનને આજ્ઞા કરી કે તું એનો રથ આકાશમાં ઉડાડી દે તો ફાવશું એટલે હનુમાને તેમ કર્યું અને રાજાનો દેહાંતસમય આવ્યો, ત્યારે શ્રી કૃષ્ણનાં દર્શન કરાવવાની વીરવર્માએ માગણી કરેલી, તેથી ધર્મરાજાએ ( યમ દેવે ) સ્મરણ આપ્યું કે આ સેનામાં શ્રીકૃષ્ણ અને અર્જુન છે માટે તેને પગે લાગો એટલે તમારો મોક્ષ થાય, રાજા પોતે પગે લાગ્યો, અને પ્રાર્થના કરી કે મારા પુરમાં ( શહેરમાં ) આપ કૃપા કરીને પધારો અને મારૂં આતિથ્ય સ્વીકારો. પછી

રાજાનું સૈન્ય ગૌતમી નદીનો હૃદ (ધરો) ઉતરી શહેરમાં આવ્યું અને રાજાની પ્રશંસા કરી. શ્રીકૃષ્ણે આશીર્વાદ આપી પોતાની સાથે હસ્તિનાપુર જવાને તૈયાર કર્યો.

જ્યાં રાજાના કાર્યોથી ધર્મના ચારે પગ પૂર્ણ હતા. અને જ્યાં શમન (યમરાજ) જે રાજાનો જમાતા હતો ત્યાં તેઓ પોતે મૂર્તિમાન થતા હતા એવા રમ્ય સારસ્વતપુરમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષની ઇચ્છાથી ધાર્મિક પુરુષો વસતા હતા. લોક કુત્સિત માર્ગે જતા નહિ" અલબત્ત સિહોરમાં જૂનાં પવિત્ર સ્થળો અને કુદરતી રમણીયતા ઇશ્વર ભક્તિમાં તલ્લીન રખાવે એવાં છે, એ કુદરતની રચના પરથી જણાય છે. વળી આગળ જતાં કર્મ વિપાકના અધ્યાયમાં કહે છે કે-કદાચ કોઇ દૈવાત્ પાપ કર્મથી ક્ષયી થયો હોય તો તેની નિવૃત્તિ માટે લખ્યું છે કેઃ—

" क्षयी तु वित्तहीनश्च । सोमवारे समाश्रयेत्

गौतमीं सागरस्थाचेन् । स्नानार्थे मास मात्रकं ॥ ४१ ॥

स्नान मात्र जनं य क्षमन् । मा पीटय पतिष्यसि ॥ अ. ४८.

ગરીબ સ્થિતિના માણસને ક્ષય થયો હોય તો ગૌતમી નદી જ્યાં સાગરને મળે છે ત્યાં સોમવારે જઇ નહાવું. અને એ પ્રમાણે કરવાથી (નહાવાથી) ક્ષયના રોગથી પીડાય નહિ. આ વર્ણન એમ સાબીત કરે છે કે-સારસ્વતપુર પાસે ગૌતમી નદી છે, તેમા નહાવાથી (એ જળ પીવાથી પણ) ક્ષય જેવા મોટા રોગ દૂર થાય છે. તેમજ નદીના નામથી સારસ્વતપુર તેજ સિહોર એમ દેખાય છે. એટલુ જ નહિ પણ એક હૃદ (ધરા) નું [1]વર્ણન છે, તેમાં હાથી ડુબે એટલું પાણી રહેતું. આ ધરો તે હાલનો વાંઝીઆ ધરો હશે એમ અનુમાન થાય છે. હજુ સુધી તેમાં હાથી નવરાવવામા આવે છે, તે સૌ કોઇ જાણે છે.[2]

---

૧ કહે છે કે सिंहपुर माहात्म्य કે સિંહપુર વર્ણન નામે એક સંસ્કૃત પુસ્તક સિહોરમાં છે, પણ હજુ સુધી તે ઉપલબ્ધ થયું નથી.

૨ વસ્તુતઃ પ્રાચીન સારસ્વતપુર એજ સિહોર એમ માનવાને માત્ર ઉપરનાં પ્રમાણો બસ નથી પણ ગૌતમી નદી, વાંઝીઆ ધરો અને સારસ્વતપુર એ ત્રણે સ્થાનનાં વર્ણનવાળું બીજું કોઇ પ્રાચીન શહેર આસપાસમાં નથી એટલે સિહોર હોય એમ માનવું વધારે સયુક્તિક લાગે છે. સંસ્કર્તા.

સિહોરની ઐતિહાસિક તવારીખને ત્રણ ભાગમાં વિભક્ત કરી શકાય અમે મૂળરાજ સોલંકી ( ઈ. સ. ૯૪૨ ની ) પહેલાંની હકીકતને સિહોરની પ્રાચીન હકીકત માનીએ છીએ, અને ત્યાર પછીનો ઇ. સ. ૧૫૭૫ સુધીનો મધ્યકાળ અને ઇ. સ. ૧૫૭૫ થી નવું સિહોર વસ્યું ત્યારથી આજ સુધીના સમયને અર્વાચીન ઇતિહાસ માનીએ છીએ. પાંડવોના સમય પછી તો વલ્લભીપુરના નામ સાથે જ સિહોર દર્શન આપે છે. જો કે [1]વિજયસેન ચાવડાએ વિદરબા વસાવ્યાની વાત નવા શોધ પ્રમાણે શક પડતી ગણાય છે, તોપણ એટલું તો તામ્રપત્રાદિ ઉપરથી સિદ્ધ થયું છે કે—ઇ. સ. ૫૨૯ ( ગુ. સ. ૨૧૦ )માં વલ્લભીનગરમાં જ્યારે ધ્રુવસેન પહેલો રાજ્ય કરતો હતો ત્યારે જાબાલી ગોત્રના વાજસનેય શાખાના વિષ્ણુશર્મા નામે બ્રાહ્મણને સિંહપુરમાં જમીનનુ દાન કર્યું હતું. આ ઉલ્લેખ ઉપરથી દેખાય છે કે આજથી આશરે ૧૪૦૦ વર્ષ અગાઉ તો સિંહપુર કહેવાતું એ નિર્વિવાદ વાત છે. અને વલ્લભીપુરની ઉત્પત્તિ જૈન મત પ્રમાણે માન્ય રાખીએ તો એ જેમ ઘણુ પ્રાચીન, પ્રસિદ્ધ અને સમૃદ્ધિમાન નગર હતું તેમ આ સિંહપુર પણ જૂનું ને સમૃદ્ધ માનવામા કશો બાધ નથી.

જૈનોના કલ્પસૂત્ર નામે પવિત્ર ગ્રંથમા વલ્લભીપુરનું સૌથી જૂનું નામ વિમલાપુરી છે, તેમ તેનાજ પાડોશનુ આ શહેર પણ વિદર્ભ (દર્ભ વગરની જગા) નામે કહેવાતું હોય, તો અપ્રમાણ ગણાય. પરંતુ એ વિષે કોઇ શિલાલેખ કે—તામ્રપત્રથી સાબિતી મળી નથી. છતાં પ્રાચીન ને પ્રૌઢ ગાતમ ઋષિના આશ્રમથી તેમજ મહાત્મા ગૌતમ બુદ્ધ જેઓ ઇસ્વીસન પૂર્વે છઠ્ઠા [2]શતકમાં થયા તેમનુ પણ આ પ્રદેશમાં આગમન થએલુ તેથી અને શત્રુંજય

---

૧ કદિ વિજયસેન ચાવડો નહિ હોય તો સેનાપતિ ભટ્ટાર્ક જેનું બીજું નામ વિજયસેન પણ છે, તેણે વલ્લભીપુર આબાદ કર્યું હોય, તે સંભવિત છે. કહે છે કે–વિ. સં. ૪૫૦ માં તો ક્ષત્રિયોનું રાજ્ય સૌરાષ્ટ્રમાં હતું, પણ છેલ્લા નબળા રાજાના સમયમાં આ સ્થળો વસ્યાં હોય, તો અસંભવિત નથી.

ભટ્ટાર્કનું બીજું નામ વિજયસેન હતું. એ વિષે જુઓ રાસમાલા પૃષ્ઠ ૨૧ માની નોટ વળી ક્ષપ વંશમાં પણ વિજયસેન ૧૫ મો રાજા થયો છે તેના વખતમાં વસેલું હોય એમ પણ અટકળ થઇ શકે.

૨ ગૌતમબુદ્ધ ઇ. સ. પૂર્વે ૫૬૦ થી ૪૮૦ સુધીમાં થઇ ગયા. એની મરણ સ્થાનની જગાએ અશોકરાજાએ સ્તૂપ ચણાવ્યો હતો. તે સ્થળ નેપાળમાં છે.

તીર્થની પરિક્રમણામાં આ સ્થળ આવી ગયેલું તેથી એમ માનવાને કારણ મળે છે. વળી સ્કંદપુરાણમાં ગુફા, બ્રહ્મકુંડ અને ગૌતમીના વર્ણનથી પણ એની પ્રાચીનતા સ્પષ્ટ સમજાય છે. અને એ ઉપરથી એમ કહેવું જોઇએ કે ભાવનગર રાજ્યના પ્રથમ જણાવેલાં પ્રાચીન સ્થળોમા રાજકીય સંબંધ ધરાવનારૂં મોટું ને પ્રખ્યાત સ્થળ તે સિહોર છે.

વિદેશી મુસાફર ટોલેમીથી આરંભીને આજ સુધીના પાશ્ચાત્ય પંડિતોએ પણ આ વિભાગની મુલાકાત લીધી હોય એમ, તેમના લખેલા પુસ્તકો પરથી સાબિત થાય છે. તેમજ પ્રખ્યાત ચીનના મુસાફર હ્યુએન્થ સાંગે પણ ઇ. સ. ૬૩૫ મા વલ્લભીપુરની ખાસ મુલાકાત લીધાની વાત તો હરકોઇ ઇતિહાસવેત્તાને સુવિદિત છે. એણે વલ્લભીપુરના આપેલા ચિતાર વિશે લખતા વિષયાંતર થઇ જાય, તો પણ એટલું તો કહ્યા વગર નથી ચાલતું કે તે વેળા એ નગરમા સો કરતા વધારે કોટ્યાધિપતિ ( કરોડપતિ ) શાહુકાર રહેતા હતા. આ સમયે વલ્લભીપુરમા ને તેની આસપાસ રહેનાર લોકની સ્થિતિ ઘણી સમૃદ્ધિવાન અને સુખી હશે એ સમજવું સહેલું છે, અને તેના જ પ્રતાપે ધર્મશ્રદ્ધા અને વેપાર ઉદ્યોગ તથા હુનર કળા પૂર્ણ સંતોષકારક હતા. એ વખતે હાથબ એ વલ્લભીપુરનું મોટું બંદર તેમજ પરગણું ( આહરણી ? ) હતું સિહોર તો પાસેનું વૈભવી શહેર હશે, એમ અનુમાન થાય છે. વિશેષમા એમ કહેવું જોઇએ કે વલ્લભીપુરમા જૈનધર્મને અને શૈવધર્મને સરખું ઉત્તેજન અપાયું હતું અને શિવના મંદિર તેમ જૈનના દહેરાં તથા ઉપાશ્રય પણ ઘણા હતા ત્યારે આ સિંહપુરમા મોટે ભાગે રાજા પ્રજા પરાપૂર્વથી શૈવમાર્ગમા જ અનુરક્ત જણાય છે તે એટલે સુધી કે વૈષ્ણવી સમ્પ્રદાયનું મધ્યકાલમા ઘણું જોર વધ્યા છતા પણ વૈષ્ણવરાજાઓ શિવાલયો બહોળા ખર્ચે બંધાવ્યા છે, અને ભાવથી શિવ વિષ્ણુની અભેદ ભાવે સેવાપૂજા કરી છે.

અલબત્ત વલ્લભીપુરના નાશ પછી [1]( ઈ. સ. ૭૬૬ ) પછી આસરે સો

૧ અત્યાર સુધીની શોધોમા સિહોર તેજ પ્રાચીન સારસ્વતપુર એ એક માન્યતા અને સિહોર તે પ્રાચીન વિદર્ભ તે બીજી છે, આ બન્ને સત્ય હોઇ શકે ચાલ્વાસ્થળિ પછી સારસ્વતપુરનો નાશ થયો અને વલ્લભીપુર પછી વિદવધા ( વિદર્ભ )નો નાશ થયો અને એ જગ્યાના અપભ્રંશ નામને પાછળથી કોઇ શાસ્ત્રીએ અથવા સિંહ સંવત્સર ચલાવનારના કોઇ સેવકે કે તેણે પોતે સિંહપુર નામ આપ્યું હોય

દિવસો ગર્યે દેશની શિથિલ દશા રહી હશે, અને પગાદ્દારી પુરુષો-પોતાના બાહુ બળથી ગજસ્થાન કે ઇતર નિર્ભય સ્થાને સત્તા જમાવી બેઠા હશે, પણ તે પહેલાં દૈવી ચમત્કૃતિથી સૌરાષ્ટ્ર છોડીને ખંડસ્થ ગુજરાતમાં વનરાજ ચાવડા જેવો મહાપ્રતાપી પુરુષ ઉત્પન્ન થયો. અને વલ્લભીપુરનો નાશ વિક્રમ સંવત ૮૨૨ માનીએ તો તો એ નાશ અગાઉ સંવત ૮૦૨ ના ચૈત્રમાં અણહિલપુર પાટણ સ્થપાયું. જેમ એક ભૂમિમાંથી લક્ષ્મીદેવી બીજી જમીન ને અલંકૃત કરે તેમ અમલ ક્ષાત્રબળે અણહિલપુર પાટણને શોભાવ્યું. અને પ્રભાસપાટણની કીર્તિમાં ને પૂજા વૈભવમાં ઉમેરો થયો. પરંતુ ખરો ભક્તિભાવ અને બ્રાહ્મણનું મહાત્મ્ય તો સોળંકી વંશના પહેલા રાજા મૂળરાજ ના વખતમા થતાં આ સિંહપુર પાછું તેજમાં આવ્યું. મહારાજા શ્રી મૂળરાજ સોલંકીએ અનેક રાજાઓને જીતીને દેશની મર્યાદા વધારી. વળી પોતાના મામા સામતસિંહની પાસેથી રાજ્ય છીનવી લઇ મોસાળ પક્ષના ઘણા હકદારોનું નિકંદન કહાડયું; તેથી વૃદ્ધાવસ્થામાં તેને ઘણો પશ્ચાતાપ થયો, પોતે યજ્ઞ કરીને બ્રાહ્મણોને બોલાવી પ્રાયશ્ચિત કરી પવિત્ર થવા ધાર્યું અને ઉત્તર હિંદુસ્તાનમાંથી એક હજાર ને નવ ગોત્રના બ્રાહ્મણોને તેડાવ્યા. એ સૌ ઉત્તરદિશામાંથી આવ્યા, માટે [1]ઔદિચ્ય કહેવાયા. એમણે શ્રીસ્થળ ( સિદ્ધપુરમાં) યજ્ઞ કરાવી રાજાને પવિત્ર કર્યો. રાજાએ તુષ્ટિદાન આપવા કહ્યું. અને છેવટે સિદ્ધપુર બ્રાહ્મણોને આપી રાજાએ પણ ત્યાંજ નિવાસ કરવો એમ ઠર્યું એ વખતે સિદ્ધપુર અને તેની આસપાસનાં ગામ ૫૦૦ ગોત્રવાળા બ્રાહ્મણને આપ્યાં. તે બધા સિદ્ધપુર સમવાય (સવાં)ના બ્રાહ્મણ ગણાયા અને બીજા ૫૦૦ ગોત્રવાળાને [2]સિંહપુર અને એની તેની આસપાસનાં ગામ દાનમાં આપ્યાં. વળી બીજા નવ બ્રાહ્મણો જેણે અત્યાર સુધી દાન લેવાની ઇચ્છા જ નહિ બતાવેલી તેવાને રાજાએ પાનબીડીમાં ગામનાં નામ લખી દાન કર્યું. અને સ્તંભતીર્થ ( ખંભાત ) આદિ ૧૩ તેર ગામ દાનમાં આપ્યાં. (સંવત્ ૧૦૫૦ ઇસ્વી. ૯૯૪) આ બધાં ગોત્ર અને ગામની વિગત ઔદિચ્ય પ્રકાશ નામે જૂના ગ્રંથમાં છે.[3]

---

૧ ઉત્તર દિશાનું બીજું નામ ઉદીચી દિશા છે. એ ઉપરથી ઔદિચ્ય શબ્દ થયો. અને બ્રાહ્મણોમાં ઔદિચ્ય એવી સંજ્ઞા આ વખતથી જ કહેવાઇ. તે પહેલાં પાંચ ગૌડ ને પાંચ દ્રવિડ એમ વિભાગ હતા.

૨ રાસમાલા પૃષ્ઠ ૯૫-૯૬.

૩ શ્રી સ્થળપ્રકાશ નામે ગ્રંથમાં પણ વર્ણન છે. પૃષ્ઠ ૨૩૨.

શ્રી સ્થળમાં પોતાની પાછલી જીંદગી મૂળરાજે વ્યતીત કરી હતી. ઉક્ત ગ્રંથ ઔદિચ્ય પ્રકાશના ઉલ્લાસ નવમાના બીજા શ્લોકમા લખ્યુ છે કે—

अथावनी पंकजिनी खरांशो ।
प्रसिद्ध तत्सिंहपुरं द्विजेभ्यो ॥
एभ्यो १दृढेभ्यो भृगु वंशजेभ्यो ।
माध्यंदिनीयेभ्य प्रयच्छ देव ॥

પૃથ્વીરૂપ કમલિનીને પ્રકાશ કરનાર હે દેવ ! પ્રસિદ્ધ એવું સિંહપુર (સિહોર) ભૃગુ વંશમાં ઉત્પન્ન થએલા માધ્યંદિની શાખાવાળા એ બ્રાહ્મણને તુ અર્પણ કર.

આ સિંહપુર તે ગોહિલવાડનુ સિહોર જ છે. બીજા હિંદુસ્તાનમા ૪–૫ સિહોર અથવા સિંહપુર છે, તે નહિ. આ સિવાય સિહોરની આસપાસનાં વળા, દેવગાણા, ઉસરડ, વલાવડ, સગ્ગ્ડા વગેરે તેમજ ઝાલાવાડમાનુ વઢવાણુ અને બીજા કુલ ૫૦૦ કુટુબને ૮૮ ગામની જમીન દાનમા આપી જણાય છે. વઢવાણુ સિહોર સવામા છે.[૨]

---

૧ એ દશાની વિગત નીચે પ્રમાણે છે. કોષ્ટક જોતાં ભાર્ગવ સિવાય બીજા ગોત્રના પણ જણાય છે. ભાર્ગવી દવે, ગર્ગગોત્રી જાની, ભારદ્વાજ જોશી, અને સાસ્ય જોશી (ઔ પ્ર પૃ૦ ૨૧૫) એમા ગાત્ર જાની કુટુંબનો વિસ્તાર હજી છે. એમ ઘાઘરીના એક લેખ ઉપરથી જણાયું છે

૨ સિહોરની પ્રાચીનતાનું પ્રકરણ અત્રે સમાપ્ત થાય છે, છતાં આટલી વાત અભ્યાસી માટે પૂરતી નથી. સાતશેરી ઉપરના મહાનની રચના સૂર્યમદિર જેવી છે અને મોઢેરા ઉપરાત બીજા સૂર્યમંદિરની હકીકત મળે તો સિહોરનો સ્થાન નિર્ણય વહેલો થાય બીજુ વલભીપુરના નાશનું કારણ ભૂકંપ માનીએ તો એ ભૂકંપને યોગે બીજા કયા ભૌગોલિક ફેરફારો સિહોરમા થયા, ગૌતમીનો પ્રવાહ ફર્યો કે નહી, તેમજ સિહોરના જવાળા મુખી જાતના ડુંગરો માત્ર હજારજ વર્ષ જુના છે કે કેમ એ દષ્ટિએ વિચાર કરનારને સિહોર માટે નવો પ્રકાશ ઘણો મળશે. (સંસ્કર્તા)

# પ્રકરણ ૪ થું



## બ્રાહ્મણ હકૂમતદારો.

હવે આપણે સિહોરના પ્રાચીનતત્વનું અવલોકન કરી મધ્ય યુગનું ચિત્ર જોઇશું.

મૂળરાજ સોલંકીએ અસાધારણ ઉદારતાથી બ્રાહ્મણોને ગામ તથા ગ્રાસ ( ગરાસ ) આપવાથી બ્રાહ્મણોએ તેને બહુ માન આપ્યું, ને અદ્વિતીય દાનેશ્વરી ગણી અંતઃકરણ પૂર્વક આશીર્વાદો આપ્યા. એણે વાવેલાં પુણ્ય બીજનાં મૂળ બહુ ઉંડાં ગયાં અને તેના પુણ્યનાં ફળરૂપ મહારાજા સિદ્ધરાજ જયસિંહ જેવા અને કુમારપાળ જેવા દિગંત કીર્તિવાળા મહા શૂરવીર ને પ્રતાપી રાજા થયા એમ બ્રાહ્મણોની માન્યતા થઇ ગઇ.

મહારાજા મૂળરાજે ગામ દાન કર્યા પ્રમાણે બ્રાહ્મણો પોતપોતાનાં ગામે જઈ વસ્યા અને પોતાનાં ષટ્કર્મ કરી મળેલી આજીવિકા ઉપર આનંદથી ગુજરાન ચલાવી દિવસ નિર્ગમન કરવા લાગ્યા. આ વખતે સિંહપુર ( સિહોર ) બ્રાહ્મણના પરિભ્રમણવાળું અને શાસનવાળું થતાં ચારે વર્ણની પ્રજા પોતપોતાનાં કર્તવ્ય બજાવતી. ગરાસીયાબ્રાહ્મણુને આશ્રયે જુના ભિક્ષુક બ્રાહ્મણો પણ ગરાસદાર થવા લાગ્યા. આસપાસનાં ગામોમાં પણ બ્રાહ્મણોજ મુખ્ય હતા એટલે સિહોર તો બ્રહ્મપુરી તરીકે મનાવા લાગ્યું. સૌરાષ્ટ્ર ઉપર સોલંકી રાજાનું આધિપત્ય થએલું, અને તેમણેજ આ બ્રાહ્મણોને ગામ દાનમાં આપેલાં એટલે ચોર લૂટારાનો ભય થોડો રહેતો. વળી કૃષ્ણાર્પણ કરેલી જમીન ઉપર બીજા રાજા કે ક્ષત્રીય ( ગરાસીયા ) ધ્યાન દેતા નથી. ઉપજ પણ દેશની સારી એટલે રોટલાની મારામારી નહોતી. યજ્ઞયાગ તથા ધર્મોપદેશ કરાવાનું કામ બ્રાહ્મણનું હતું તેથી તેઓ "વર્ણાનાં બ્રાહ્મણો ગુરુઃ" એ પદ સાચવી રહ્યા હતા. ક્ષત્રિઓને "ગૌબ્રાહ્મણ પ્રતિપાળ" નું બિરુદ હતું એટલે બ્રાહ્મણવર્ગનું રક્ષણ અનાયાસે થતું. ગામના દરબાર પાસેથી

તે વખતના રિવાજ પ્રમાણે બ્રાહ્મણ સત્તાધીશો કર લેતા. જૂદા જૂદા ખેડુતનાં કુલો બારોબાર ઉપજની લેવડદેવડ કરતાં. આ વખતે બ્રાહ્મણોએ જાતે ખેડ કરવાનું રાખેલું નહોતું. વિદ્યાદેવીને બ્રહ્મચારીએ પ્રસન્ન કરવી, બટુકે કાશીએ ભણવા જવું અથવા જ્યાં મસર્થ વિદ્વાન શાસ્ત્રી રહેતા હોય ત્યાં જઇ પરદેશ વેઠી વિદ્યાર્થી અવસ્થા ગાળી સંસ્કૃત વ્યાકરણ, કાવ્ય, જ્યોતિષ, પુરાણ, વૈદું શીખવું એ મુખ્ય વાત હતી. અને બ્રાહ્મણ પોતાના વર્ણાશ્રમ ધર્મ પાળતા તેથી બીજા વર્ણો પણ પોતપોતાના ધર્મ કર્મમાં સુરત રહેતા. બ્રાહ્મણનું આચરણ શુદ્ધ જોઈ [1]यद्यदाचरतिश्रेष्ठः तत्तदेवेतरोजनः એ પ્રમાણે થતું.

શ્રીસ્થળપ્રકાશ નામે ગ્રંથના ૩૩ મા અધ્યાયમાં સિંહપુર (સિહોર)નું વર્ણન નીચે મુજબ આપેલું છે.

[2]"તે નગરમાં સુવર્ણના સ્તંભ અને સોનાની ઇટોથી પૃથ્વી જડિત અને ઘરોને હાથીદાંતની જાળીઓ હતી. ધ્વજાપતાકા અને કેળાના સ્તંભથી સુશોભિત નગરના દરવાજે ઘણી શોભા કરેલી તેમાં હજારો મણિની માળાઓની પંક્તિઓથી સુશોભિત હતુ. તથા ઘરો ઉપર સુવર્ણના કલશ અંધકારને નાશ કરી રહ્યા છે. અને સુગંધી જળથી માર્ગમાં છંટકાવ કર્યો છે. વળી રસ્તામાં કમળનાં ફૂલ વેરેલાં છે, તેનો સુગધ લેવા ભ્રમર દોડતા આવે છે. અને સૂર્ય કરતાં વધારે તેજસ્વી અને સ્વર્ગ કરતાં વધારે

---

૧ જે જે આચરણ શ્રેષ્ટ કરે, તે તે પ્રમાણે ઇતર (બીજા) પણ કરે, એમ ભગવદ્ ગીતામાં કહેલ છે

૨. ततः सिंहपुरं विप्रा। कांचन स्तंभ मंडितं ॥
नागदंतावली चित्तं। हेमकुट्टीम शोभितं ॥ १ ॥
पताका ध्वज शोभाढ्यं। रंभा स्तंभ विभूषितं ॥
ससंस्कृत पुर द्वारं। मणिमाला शताकुलं ॥ २ ॥
सुवर्ण कलशाक्रांतं। गृहाग्रं च तमो पहं।
गंधोदक निषेकेन। सिक्त रेणु महा पथं ॥ ३ ॥
प्रकीर्ण कमलामोद्। गुणा कट मधु व्रतं ॥
स्वर्गादपि मनोहारि। सूर्यादपि च भास्वरं ॥ ४ ॥
अग्निकुंडसु गर्भाभि। रग्नि शाला भिराततं ॥
प्रासाद नृप विप्रेभ्यो। यथोक्त विधिना नृप ॥ ५ ॥

મનોહર છે જેમાં અગ્નિ હોમના કુંડ છે, એવા ઘર સહિત સિંહપુરનું દાન મહારાજે યથાવિધિ પૂજા કરીને બ્રહ્મ બ્રાહ્મણોને આપ્યું "

આગળ વર્ણન કરતા કહે છે કે વળી ખંડમા મીગળ્રૂ રેલ છે

तत्र सिंहपुरं रम्यम् । पुरंदर पुरोपमम् ॥
सर्वं सत्कार विना । दर्शनादपि पापहम् ॥ २२ ॥

ત્યાં ઈંદ્રપુરી સરખું સિંહપુર ( સિહોર ) નગર છે તેના દર્શનથી પણ પ્રાણીઓના પાપ દૂર થાય છે એમ કહી નીલકંઠ મહાદેવનું અને બ્રહ્મકુંડનું માહાત્મ્ય કહે છે કે —

સર્વ સમૃદ્ધિયુક્ત એ નગરમા હજુ પણ [1]નીલકંઠ મહાદેવજીનું આખું છે, ત્યાંથી હજાર ઋષિઓ નીલકંઠ મહાદેવની પાસે હમેશા બેસીને ધ્યાન કરે છે (૨૪) એ મહાદેવની પૂજા કર્યાથી ' સર્વ કામના સિદ્ધિ, વૃદ્ધિ, તુષ્ટિ સિદ્ધિ, પુષ્ટિ, કીર્તિ, શાંતિ, લક્ષ્મી એ આઠ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે" ૨૫

[2]"ત્યાં બ્રહ્મકુંડ બ્રહ્મદેવે નિર્માણ કર્યો છે તેમાં આઠમ ચૌદશને દિવસે ઉપવાસ પૂર્વક સ્નાન કરી નીલકંઠેશ્વર મહાદેવનું જે પુષ્પ, ધૂપ, દીપ, ચંદનથી પૂજન કરે તે જન્મોજન્મ પવિત્ર થશે "

[3]"સંસારમાં જન્મ મરણના ત્રાસથી શંકરભક્તિ પરાયણ થઈ સિંહપુર ( સિહોરમા ) મા જે ઉત્તમ દ્વિજો રહે છે, તો મનુષ્ય નહિ પણ દેવ જાણવા એમ માર્કંડેય મુનિએ કહેલું છે " ॥ ૩૬ ॥

૧ એ નીલકંઠ મહાદેવ બ્રહ્મકુંડની બારીમાંથી દક્ષિણ તરફ જતાં જે દેરું છે તે જાણું છે તે હશે

२ ब्रह्मकुंडाऽभिधस्तु च । ब्रह्म धात्रा विनिर्मित ॥
अष्टम्यां च चतुर्दश्यां । उपवास परायण ॥
तत्र स्नात्वा द्विजो यस्तु । नीलकंठेश्वराभिध ॥
यस्तु पूजयते भक्त्या । पुष्प धूपादिलेपनै ॥
तस्याद्वाभिस्तु मिथ्यो । सदा जन्मनि जन्मनि ॥ २८ ॥

३. सिंहपुराभिधे क्षेत्रे । ये वसन्ति द्विजोत्तमा ॥
न ते मनुष्या विज्ञेया । मार्कंड मुनिरब्रवीत् ॥ ३६ ॥

બ્રાહ્મણો બધા શૈવધર્મી હતા, એટલે તેઓએ ગૌતમેશ્વર, સુખનાથ મહાદેવ, તથા નીલકંઠ, ભોડનાથ, ઈત્યાદિ શિવાલયો કરાવેલા. વળી પોતાને ત્યાં ઉપવિત, વિવાહ, સીમંત ઈત્યાદિ શુભ પ્રસંગો હોય, ત્યારે વિષ્ણુયાગ, મહારુદ્ર, સોમયજ્ઞ ઈત્યાદિ યજ્ઞો પણ સગપજ બ્રાહ્મણો કરતા તથા કોઈ વૃદ્ધનું ઉત્તર કાર્ય હોય ત્યારે પણ પાત્રદાન કરી ઉત્તમ રીતે બ્રહ્મભોજન કરાવતા સોગઠીઓ અનેકવાર થતી અને બ્રાહ્મણોને લાડુ એટલા બધા પ્રિય થઈ પડેલા કે તેના બીજા ત્રીજા દિવસે દર્શન થયા વિના ગાડું ચાલતું નહિ જમ્યા પછી તેઓ કશું કામ કરતા નહિ. અકરાંતીઆ થઈ જમનાર પણ અનેક નીકળતા "ધારે ઘી" હોય ત્યારે તો પરમાનંદ થાય આ વખતે જ 'બ્રાહ્મણનું જમ્યે જાય' એ કહેવત નીકળી અને સાર્થક બની હશે માત્ર એટલું કહેવું જોઈએ કે બ્રહ્મભોજન કરાવવામાં તેઓ પુણ્ય માનતા અન્નદાનનો મહિમા બતાવતા અને એ રીતે વ્યય થાય તો દ્રવ્યનો સદુપયોગ થયો, એમ માની મોટી મોટી નાતો જમાડતા.

આવી બ્રહ્મપુરીમાં શ્રોત્રીય અને બ્રહ્મનિષ્ઠ ગુરુ પધારતા શંકરાચાર્યની આજ્ઞા માનતા સન્યાસીઓના મઠમાં ખબર રાખી તેની સેવા પૂજા કરતા અને પરમહંસથી કુટીચકનથી આરંભી સાધુ સન્યાસી, અતિથિ પર્યંતનું પોષણ થતું જૈનધર્મી શ્રાવકો પણ પોતાના ગોરજીને એમજ રીતે પૂજતા અને એ ધર્મવાળા પોતાના ધર્મમાં ચુસ્ત રહેતા વાદ-વિવાદ થતો નહિ, પણ એક બીજાના સિદ્ધાંત જુદા તેથી 'हस्तिना ताड्यमानाऽपि न गच्छेज्जिन मदिर" એ નીતિ બ્રાહ્મણો પાળતા અને વાણીઆ ગોર શ્રીમાળીઓ તેમને વિવાહાદિ વિધિ કરાવતા આમ ચારે વર્ણ સુખ શાંતિમાં પોતાનો સમય વ્યતીત કરતા, અને મુસલમાન કે યવનનો આ સમયે જરા પણ ભય નહોતો પણ મહારાજના મૃત્યુ પછી માત્ર સતાવીશ વર્ષે મહમુદ ગિઝનીએ ઇ સ ૧૦૨૪ માં પ્રભાસપાટણમાં [1]સોમનાથનું દહેર તોડી ધન હરણ કરી લીધું ત્યારથી મુસલમાનો અને હિંદુઓ વચ્ચે ગુજરાતમાં ધર્મવૈર બંધાયું અને ભય ઉત્પન્ન થયો તે છતા અને સિદ્ધપુરની આવી

---

૧ કહે છે કે તે વખતે શ્રી સોમનાથનું દૈવત્વ તેજ રૂપે બહાર નીકળીને હાલમાં જ્યાં વડા સોમનાથ (જસદણના રાજ્યમાં) ઘેલા નદીના મૂળ નજીક છે, ત્યાં પ્રગટ થયું આ જગા પવિત્ર એકાંતમાં અને ભવ્યતા વાળી છે અને દર શ્રાવણ માસમાં અનેક બ્રાહ્મણો દૂર દેશાવરથી પૂજા કરવા આવે છે

જ્વેરોજ્ગાલો છતાં કોઈ પણ મુસલમાન બાદશાહે કે સુબાએ એનાં શિવાલયો-ને કે દેવસ્થાનોને હરકત કર્યાનું અથવા ગરાસ ઉપર કર લેવાનું કર્યું જણાતું નથી.

મૂળરાજ પછી આશરે સો વર્ષે સિદ્ધરાજ પાટણની ગાદીએ આવ્યો તે પણ બ્રાહ્મણને સારી પેઠે માન આપતો, અને ઘણાં દેવસ્થાન જળાશય વગેરે કરાવી વસ્તીને સુખી કરતો કહેવાય છે કે—

महालयो महायात्रा । महास्थानं महासरः ॥
यत्कृतं सिद्धराजेन । क्रियते तन्न केनचित् ॥ १ ॥

મોટી ઇમારતો, મહાયાત્રા, મોટાં સ્થાન, મોટાં જળાશય સિદ્ધરાજે કરાવ્યા તેની બરાબરીના બીજા કોઇએ કર્યા નથી. માત્ર એ વાત ખરી છે કે દેશમાં ક્યાંઈ પણ જૂની વાત, ઇમારત કે શિવાલય જણાય તો લોકો કહેશે કે "એ" સધરા જેસંગનું કરાવેલું હશે. આ મહારાજ પોતાની ઉત્તરાવસ્થામાં પ્રભાસક્ષેત્રની, ગિરનારની તથા શત્રુંજય, દ્વારકા ઇત્યાદિની યાત્રા માટે આવેલા. ત્યારે સૌરાષ્ટ્રમાં ઘણાખરા ધર્મસ્થાનમાં ફર્યા હતા. શત્રુંજય પર્વત ઉપર જઇ પાર્શ્વનાથની પૂજા કર્યા બાદ તેઓ સિહપુર (સિહોર) પધાર્યા. અને પોતાના વડવાઓના આશ્રિત બ્રાહ્મણોને જોઈ આનંદ પામ્યા. આ સ્થળે એક ચમત્કાર બનવાથી સિદ્ધરાજ બહુ પ્રસન્ન થયો.

મહારાજ [1]સિદ્ધરાજ શૌચવિધિ કરીને હાથ પગ ધોવા બેઠા, તે વખતે ચાકરે આણેલા પાણીથી ધોતાં પોતાના હાથની ચામડી રૂડી દેખાઇ! તેથી ચાકરને પૂછ્યું કે આ પાણી તું ક્યાંથી લાવ્યો? ચાકરે જાણ્યું કે—હું વીરડા-માંથી લાવ્યો છું, તેથી પસંદ નહિ પડ્યું હોય એમ ધારી ગભરાઈને જવાબ દીધો કે મહારાજ! આ પાસેના વીરડામાંથી લાવ્યો છું. પોતે કહે કે ચાલ એ સ્થાન મને બતાવ. ચાકરે સાથે જઇ બતાવ્યું પછી તેમાં તે ન્હાયો, જેથી તેના શરીરનો કોઢ દૂર થયો હતો

૧ તે કોઢવાળો હતો. તે શરીરે દુબળો હતો. પણ આકાર સારો હતો. કાંડા સુધી તેના હાથના પહોંચા કાળા હતા. તેની વર્તણુંક વિષે મેરુતુંગ એકજ બાબતમાં નિંદે છે. બાકી ઘણી વાતે તે સારો, ઉદાર ને પરાક્રમી હતો. આમાં બતાવેલો કોઢ (કાળા પહોંચા) સિહોરના બ્રહ્મકુંડના પાણીથી મટ્યો હતો.

આ ઉપરથી એણે આ સ્થળે રુદ્ર બંધાવી યજ્ઞ કરવાનું ઠરાવ્યું. બ્રાહ્મણોને બોલાવી મુહૂર્ત લેવાયું અને ગૂર્જરેશ્વર જયસિંહે મહાયજ્ઞ આરંભ્યો તેમાં દેશદેશના વિદ્વાન બ્રાહ્મણોને પણ તેડાવ્યા, અને સિદ્ધપુરના તથા સિદ્ધપુરના બ્રાહ્મણોના પ્રમુખપણા નીચે દિગ્વિજયીની મારફત ઉદારતાથી દુર્લભ આપ્યા. આ પ્રસંગનું વર્ણન દ્વયાશ્રયમાં નીચે પ્રમાણે હેમાચાર્ય આપે છે —

(પછી) "વિજેતાએ મુનીઓ, ચિંતવલુ, ગોભાયમાન માર્ગવાળુ, અને માહાત્મ્ય તથા સૌતગંગીના પુરના જેવું સિદ્ધપુર એ નામનું બ્રાહ્મણોને રહેવાનું સ્થાન આપ્યું (સર્ગ ૧૫ શ્લોક ૯૭)

વર્ગ, ચુલ્લ, અન્ન ભાગેય અને સાખિદત્તેય, તેમના જેવી સંપત્તિવાળા અને લોમ તથા પાથાયનના જેવા ગામ એણે પુરની સ્થિતિ માટે આપ્યા" (સર્ગ ૧૫ શ્લોક ૯૮)

ઉપરના વર્ણન ઉપરથી ઘણા ભુલાવો ખાય છે કે સિદ્ધરાજે જ બ્રાહ્મણોને સિદ્ધપુર આપ્યું પણ એ ખરું નથી તેણે તો એ શહેરનો ફરી પટ્ટો કરી આપ્યો છે તે માટે રાસમાળામાં પૃષ્ઠ ૨૭૫ માં લખે છે કે "આ વખતે બ્રાહ્મણોને સિદ્ધરાજે નવો લેખ કરી આપ્યો અને વાળાક દેશ તથા ભાલના સો ગામ બ્રાહ્મણોને આપી દીધા"

"પાક્ષાયણ દેશના તથા વામિકયની, કાણાયની, આદિ દ્વિજોનો આશીર્વાદ પામી એ મકરીય અને ઉત્કરીય જેવી કાંતિવાળા સિદ્ધપુરમાંથી નીકળ્યો" (સ. ૧૫ શ્લો ૯૯)

"ત્યારપછી કેટલેક દિવસે બ્રાહ્મણોને સિહોર અને તેની આજુબાજુનો પ્રદેશ ઘણા જંગલી જનાવરોના ભયથી ભયંકર લાગ્યો અને જે છેક હમણા સુધી પણ તેવોજ ચાલ્યો આવ્યો હતો. તે છોડીને ગુજરાતમાં આવી વસવાની સિદ્ધરાજ પાસે તેઓએ આજ્ઞા માગી તેણે તેઓને તે પ્રમાણે આજ્ઞા આપીને સાબરમતીને કિનારે આસાવલી કરીને ગામ છે, તે આપ્યું, અને સિહોરથી દાણા લાવે, તે ઉપર લેવાતી જકાત બંધ કરી" (રા મા પૃષ્ઠ ૨૩૫)

આ પ્રમાણે સિદ્ધપુરમાં વસેલા સ્થાયી બ્રાહ્મણોને બીજીવારનો પટ્ટો મળ્યાથી નિરાકપણે તેઓ તેની ઉપજ ખાવા માંડ્યા આ વખત પછીથી

તેમની સાત્વિક વૃત્તિમાં ફેરફાર થયો અને રાજસવૃત્તિ અને ઔદરિક વૃત્તિની પ્રબળતા થઇ. યજ્ઞયાગાદિકને ઠેકાણે મોજમજાહનો પ્રારંભ થયો. કેટલાક પોતાના ગરાસનું ને ગામનું સંરક્ષણ બ્રાહ્મણ જાતિદ્વારાજ કરાવવા લાગ્યા. એવા બ્રાહ્મણને શંડપુષ્ટ કહેતા. આ પછી ધીમેધીમે વણિકવૃત્તિ ઉદ્ભવી. વધારાની ઉપજ વેચવી, તેનાં નાણાં કરવાં, તે ધીરવાં, વ્યાજ ખાવું, ઘોડાં રાખવાં, ઈત્યાદિ વૈભવ વધતાં જે નાણાંવાળાં થયા, તે મોટા ગણાવા લાગ્યા. વિદ્યાવાન પૂજ્ય અને સલાહકાર મટ્યા, અને શક્તિ (બળ) અને સંપત્તિવાળા શ્રાવ્યા. અને આશરે એકાદ સૈકામાં તેમાંના બે મુખ્ય પક્ષ બંધાયા. જેમાંના એક પક્ષ અથવા પાટીને [1]રણા (રાણા ?) અને બીજાને જાનીનો પક્ષ કહેવા લાગ્યા. સાનગેરીના ડુંગર પર તેમનો ચૌરો હતો. જેનું વર્ણન પાછળ આવી ગયું છે. કોઇ કહે છે કે દાનારના ડુંગર પર રણાનો ચૌરો હતો, પણ તેની હાલ નિશાની નથી. આ રણા અને જાની કુટુંબ મોટાં ને વગવાળા હતા. વળી તેઓને પરસ્પર કન્યા લેવા દેવાનો વ્યવહાર હતો અને પરસ્પર હેત માયાથી વર્તતા હતા. તે પછી કેટલીક મુદ્દતે એટલે ૧૨૦૬ (ઇ. સ.) માં દિલ્હીની ગાદીએ ગુલામવંશની સ્થાપના થઇ અને પૃથુરાજને ઇ. સ. ૧૧૯૩ માં શહાબુદ્દીન ઘોરીએ હરાવ્યો, ત્યારથી હિંદની અને હિંદુ રાજ્યની અવ્યવસ્થા થઇ. એ પાણીપતના યુદ્ધથી મુસલમાનો ક્ષત્રિઓનું પાણી જોઇ ગયાં, અને મહાલોભી મહમદ ગીઝનવી તો માત્ર ધનજ લૂંટી ગયો હતો, પણ આ વખતથી તો દેશમાં ગાદી સ્થાપી શહેનશાહ થવાની ઉગ્ર ઇચ્છા થઇ, તેને પરિણામે કુતુબુદ્દીન ગુલામે દિલ્હીમાં તખ્ત કરી બાદશાહી કરવા માંડી. આ વખતથી હિંદુ ધર્મને નુકશાન થવાનો પ્રારંભ થયો અને જ્યારે તે તખ્ત ઉપર અલ્લાઉદ્દીન ખીલજી આવ્યો, ત્યારે તેણે તો ખુદ ગુજરાતના છેલ્લા રાજા કરણઘેલાને હરાવી, નસાડી અણહીલવાડમાં પોતાનો સુબો રાખ્યો. આ વખતથી બ્રાહ્મણો પોતાનું ખટકર્મ (ષટ્કર્મ) ભૂલ્યા, કાછ મુલ્લાનું જોર વધ્યું. રાજ્યાશ્રય જવાથી પોને એકુ પણ બન્યા અને જૂની કહેવતનું રૂપાન્તર થઇને બોલાયું કે:—

૧ રણા એ પાછળથી અપાયેલી પદવી છે અને રાણા ઉપરથી રણા થયું લાગે છે. એ પક્ષનો માત્ર એકજ પુરુષ આશરે ૭૦ વર્ષનો હાલ સિહોરમાં છે, અને બીજા ભાવનગર તથા ભૂમલીમાં છે અને હાલ તેઓ "ભટ્ટ" સંજ્ઞા ભેલે લખે છે.

[1]સંધ્યાતર્પણ સાંતીકું કોદાળી ખટકર્મ
હોય ગેર બે આખલા, (તો) રહે બ્રાહ્મણનો ધર્મ.

પ્રજા-વિસ્તાર વધ્યો, ઝગડામાં ભાગ પડ્યા, અને ધર્મદાન ઘટ્યાં, એટલે પોતાની જમીનમાંથી એક ભાગ આપવો ન પડે એ હેતુથી તથા "ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર ને નકટ ચાકરી" એ કારણથી બ્રાહ્મણો જાતેકૃષિકાર થયા. જેમાંના ઘણા ખરા તો અદ્યાપિ બ્રાહ્મણ ખેડુત ગામડામાં છે. અને તેમની સ્ત્રીઓ પણ સહગામી થઇ સીમના ધંધામાં ભળવા લાગી. આ સ્થળે એ પણ જણાવવું જોઇએ કે-આ સમયનો સ્ત્રી વર્ગ તો કેવળ અભણ, વહેમી અને ધર્માભિમાની હતો. છતાં પતિવ્રતા, પિતૃભક્ત, સલજ્જ અને ઘરનો કારભાર ઉકાવવામાં તત્પર હતો. તેમનાં શરીર મજબૂત અને દીર્ઘજીવી હતાં. દળવું, ખાંડવું, દોહવું વલોવવું, રસોઇ કરવી, અને પશુ પુત્રાદિકને સાચવવાં એમાં લેશ પણ પુરૂષને ચિંતા નહોતી. પુરુષો સબળ, સરલ, અને ચોકખા વ્યવહારવાળા હતા. એ રીતે મધ્ય કાળનુ સિહોર છેક ઇસ્વીસનના સોળમા સૈકા સુધી ધર્માર્થ ને કામની સિદ્ધિ સાચવતુ માલુમ પડે છે.

એ સમયની લોકસ્થિતિ દ્વયાશ્રય નામે ગ્રંથ ઉપરથી પ્રો. મણિલાલ નભુભાઇએ પૂરતા અવલોકનથી તારવી કહાડી છે, તે પરથી લોકોની રીત-ભાત, ધર્મ, વ્યવહાર, યુદ્ધનીતિ વગેરે સ્પષ્ટ થાય છે. 'આજથી આશરે લગભગ માનશેં કરતાં વધારે વર્ષ ઉપરની રાજનીતિ ઉપર વિચાર કરીએ તો પાછલા સમયમાં રજપૂતોએ જે પરાક્રમ દર્શાવ્યું છે, તેનો અંશ એ સમયના રાજાઓમાં ન હતો, એમ નથી. ને મૂળરાજે [2]ગ્રાહરિપુ સાથે ધર્મને કારણે કરેલું યુદ્ધ તેને ધન્યવાદ અપાવે તેવું છે. નાસતા પડેલા શસ્ત્ર વિનાના, કે અસહાય શત્રુને પ્રહાર કરવો એ જેટલું હીણું ગણાતું, તેટલુંજ શત્રુને કેદ કરી તેની પાસે અમુક આકડો માગવો, એ પણ મ્લેચ્છાચાર કહેવાઇ નિંદ્ય ગણાતું રાજા પ્રજા વચ્ચે સબંધ ઘણો રહેતો, અને રાજા પણ પ્રત્યેક કાર્ય સત્વર પોતાને

---

૧ ખરૂં તો એમ છે કે-સંધ્યાતર્પણ સાથે લઇ, હરો કહાડી ખટકર્મ ખટ્-કર્મ હોય મનની આખરી (તો) રહે બ્રાહ્મણનો ધર્મ. ૧

૨ એ ગ્રાહરિપુને દ્વયાશ્રયમાં મ્લેચ્છ કે ભીલ જાતિને વર્ણવ્યો છે, પણ તેમ નથી, એ તો જુનાગઢના ચંદ્રવંશી રાજાઓનો મુખ્ય રાજા હતો. ને મહા પરાક્રમી હતો.

નિર્વેહન થાય, તે માટે જુદા જુદા પ્રમાણિક મંત્રીઓ રાખતો. મુખ્ય મંત્રીનું કામ ખાસ્તરીું કરતા હોય એમ લાગે છે. તેમ યુદ્ધમાં પણ તેઓ તરવાર બાંધી આગળ ન થતા એમ નથી. રાજાઓ નિરતર મંત્રશક્તિ, ઉત્સાહશક્તિ, અને બલશક્તિ એ માનતા. લડાઇનાં આયુધોમા ગદા, શક્તિ, ભાલા, છરા, સાંગ, તીર, તરવાર એ આદિ વપરાતાં. રાત્રિ-ચર્ચા માટે રાજા એકલા ફરી બધી સભાળ રાખતા તથા વિવિધ દેશમાં પણ જુદા જુદા ચારો રાખી બધી બાતમી મેળવ્યા કરતા. યુદ્ધ થાય તે કરતા મુખ્ય યોદ્ધાઓ જ દ્વંદ્વયુદ્ધ કરી નીવેડો લાવતા. નવીન રીતિ પ્રમાણે દૂર રહી સેનાને નિયોજ્યી એમ પણ રીત ન હતી, એમ નહિ. શસ્ત્રોની જાતિમાં એક ઠેકાણે ટીકાકારે છત્રીશ ગણાવી છે, એ છત્રીશનાં નામ આપીએ છીએ, પણ તે વિના શતઘ્ની (સોને સહારનાર) એવુ અસ્ત્ર પણ વારે વારે લખવામાં આવે છે. ચક્ર, ધનુ, વજ્ર, ખડ્ગ, ક્ષુરિકા, તોમર, કુંત, ત્રિશુલ, શક્તિ, પરશુ, મક્ષિકા, ભલ્લિ, ભિંદી, પાલ, મુષ્ટિ, લુંડી શંકુ, પાશ, પટ્ટિશ, યષ્ટિ, કણય, કંપન, હલ, મુશલ ગુલિકા, કર્તરી, કરપત્ર, તરવારિ, કુદ્દાલ, દુસ્ફોટ, ડાફણિ, ડીહ, ડગ્ગુસ, મુદ્‌ગર, ગદા, ધન, કરવાલિકા (એ છત્રીશ) યુદ્ધ સમયે બધા કરતા વ્યૂહરચના ઉપર વધારે લક્ષ અપાતું ને એક ઠેકાણે નાવાકાર વ્યૂહરચનાની વાત લખેલી પણ છે. રાજાઓ પોતાના પગારદાર લશ્કર ઉપરાંત, બીજા ખંડીયા રાજાનાં લશ્કરની સાહાય્ય હમેશ લઇ શકતા અને તે ઉપરાંત, મૌલ, ભૃતક, શ્રેણિ, અરિ, સુહૃદ, અને આટવિક એ છ પ્રકારનું બલ પણ રાખતા. એક નવાઈ જેવી રીત ગ્રંથમાં આપી છે કે અશ્વ-શાળામાં વાંદરાં રાખતા. જે વાત રત્નાવલિ આદિ નાટકોમાં પણ જણાય છે. એ ઉપર ટીકાકાર લખે છે કે ઘોડાને અગ્નિરોગ ન થાય, માટે એમ કરતા. જો આમા કઇ સત્ય હોય તો આજના સમયમાં જ્યાં અશ્વશાળા હોય, ત્યાં એ વાત અજમાવવા જેવી છે. એવી જ વિલક્ષણ એક બીજી વાત છે કે કંકપક્ષીની કુખમાં ઘાલી પાએલા લોહાની તરવાર બહુ ઉત્તમ થાય છે ને આજાના હાથમાં તે હતી.

"*રાજાનાં બાળકોને શસ્ત્ર વિદ્યાનો અભ્યાસ, કુસ્તી વગેરે શિખવવામાં* આવતુ, તેમાં ધનુર્વિદ્યાના અભ્યાસના સારૂ એક લાકડાનું વાંકુ કામઠા જેવુ આકર્ષ બનાવતા. ને તેને દોરી બાંધી એક ભરેલા ઘટને વળગાડતા. પછી પેલા આકર્ષકને એવુ તાણવુ કે પેલો ઘટ વામહસ્ત આગળ આવે. એને ઘટગ્રહ

ઘટ કહેતા. અને એમ જે આકર્ષ તણાય તેને " પૂર્ણાકર્ષ " કહેતા. શિકારમાં પણ બાળકોને શિકાર શિખવવો સરલ પડે, માટે હરિણનાં શીંગડાં કાપી નાંખતા કે તેને હરિણી જાણી બીજા હરિણ પાસે આવે; તેના નખ પણ કાપી નાંખતા કે તે જલદીથી નાસે.

" ક્ષત્રિઓ જ શસ્ત્ર ધરતા, પણ બ્રાહ્મણો શસ્ત્ર ન ધરતા એમ જણાતું નથી. બ્રાહ્મણોને દ્વયાશ્રયમાં આપણે મંત્રી અને સેનાપતિથી તે છેક પાળા સુધી અને કેવળ શસ્ત્રોપજીવી હોઇ બ્રાહ્મણોના ખાસ ગામનું રક્ષણ કરનાર [1]કાંડપૃષ્ટ એવા પારિભાષિક નામવાળા પર્યંત દેખીએ છીએ.

" એ સમયે રાજા ઘણામાં ઘણો પચાંશ કર લેતા. એમ લાગે છે. ને કોઇ ઠામે સ્તૂપેશાણ એટલે ગાયોના યુથે યુથે ચાર માસાનું શાણ, કે દપદિમાપ, કે યુથપશુ ( ૬-૧૩ જુઓ ) એવા પણ કર લેવાતા. ગામડાંની મહેસુલ સંબંધે એવો વહીવટ લાગે છે કે-મહેસુલનો ભાગ ગામડાના ખેડુત પટેલીઆને આપતા, ને તે લોક રાજાને પહોંચાડતા. પાકમાં મુખ્ય પાક ડાંગરનો જણાય છે. ગામ તેવા લશ્કરી કિલ્લા પણ રાખવામાં આવતા રાજાઓ ધર્મનિષ્ટ અને વિદ્વાનોનો સત્કાર કરવાવાળા હતા.

" જનવ્યવહાર તરફ જોઇએ તો આજ જે રીતિ ચાલે છે, તેમાં ને તે સમયમાં ઝાઝો ફેર જણાતો નથી. તે સમયની મુખ્ય વાત તો એ જણાય છે કે ઝાઝી નાતો તેવામાં હતી નહિ. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્ર ચાર વર્ણ હતા, પણ તે પ્રત્યેકના વિભાગ જણાતા નથી. આર્ય એ શબ્દ ઘણે ઠેકાણે વાણિયા અથવા વૈશ્યને ઠેકાણે વાપરેલો જણાય છે. તો [2]નાગર શબ્દ નગરના વસનાર એવા અર્થમાં વારે વારે આવે છે. લગ્નાદિ વ્યવહારમાં રાજાઓમાં ક્વચિત સ્વયંવરની રીતિ જણાય છે. બાકી પરણવાની રીત તો હાલના જેવીજ છે. સંપુટ ભંગાવવો, [3]પાંકવું અણવર લઇ જવા, આવ્યો આવ્યો ચૌદડાનો ચોર, લાખેણો લાડી લઇ ગયો એ મનલગ્નનાં ગીત ગાવાં,

૧ બ્રાહ્મણોને ગામ કે ગરાસ આપ્યાં હોય, ને તેમાં બ્રાહ્મણો જ રહેતા હોય, તેવા સ્થળનું રક્ષણ કરનાર શસ્ત્રધારી બ્રાહ્મણને કાંડપૃષ્ટ કહેતા,

૨ કદિ હેમાચાર્યે નાગર શબ્દ નગરજનના સંબંધેજ વાપર્યો હશે. પરંતુ બ્રાહ્મણોમાં સૌથી ઉત્તમ ગણાતી " નાગર જાતિ " તો એ વખતે પણ મુખ્યપણે હતી. ( જુઓ કીર્તિ કૌમુદીનું ભાષાંતર. )

૩ કાઠીયાવાડમાં પોંખવું બોલાય છે.

ધોળ ગાવા, અને માટી લાવવામાં શકુન માનવાથી પ્રસ્તુતારંભે તે લાવવી એ આદિ બધા રિવાજ હાલના જેવાજ છે. કદીક મામાની પુત્રીને પરણવાનો ચાલ હશે એમ લાગે છે. કેમકે ગ્રાહરિપુ તેમ પરણેલો એવું લખ્યું છે, જો કે તેમાં કંઇ નિંદા હશે એવું તો લાગે છે જ. વિધવાઓને ચર્મ ઓઢી વૈધવ્ય પાળવાનો રિવાજ હશે એમ જણાય છે.

" તે સમયની બીજી રીતભાતમાં ઘણીક રમતો. પણ સમજાવવમાં આવી છે. જેમાંની કેટલીક નિર્મૂળ થઇ ગઇ છે. જે હોળીનો રિવાજ ચાલે છે, તેનો ખુલાસો ભવિષ્યોત્તર પુરાણને આધારે ટીકાકારે આપ્યો છે, કે ઢુંઢા નામની રાક્ષસી બાળકોને લઇ જવા આવે છે, તેને શંકરના પ્રસાદથી બાલકોએ હાસ્યોત્પાદક ગીત આદિ ચેષ્ટા કરતાં જમવા તેડી હોય છે, ત્યાંથી હાંકી કહાડી નિર્ભય થાય છે. વાસ્તવિક રીતે તો આપણે હોળીને વસંતોત્સવ રૂપેજ જાણીએ છીએ, પણ આ એક આડકતરો ખુલાસો પણ તેમાં મેળવવાથી કેટલીક ચાલતી હકીકત સમજવવામાં મદદ મળે એમ છે. કાર્તિક શુદ પડવાને દિવસ બલિમહોત્સવ કરવાનો રિવાજ ગ્રંથમાંથી જણાય છે. તે દિવસ સ્ત્રીઓ આશીર્વાદ આપે છે. એજ આજ પણ ભાઈ બીજને નામે ચાલતો રિવાજ છે. એવો શરદઋતુમાં એક ઇંદ્રમહોત્સવ લખ્યો છે, પણ તેનો કંઇ અધિક ખુલાસો સમજાયો નથી, તેમ હાલમાં તેવું કંઇ ચાલતું નથી. એટલે તે વિષે વધારે માહિતી મળી શકતી નથી. નવરાત્રિમાં ચંડીને પાઠ કરાવવાનો રિવાજ જણાય છે. અને દશરાને દિવસ સીમોલ્લંઘન એટલે સારી દિશાએથી નગરમાં પેસવાનો રિવાજ પણ તે સમયે સમજાય છે.

" રમતોમાં પંચિકા નામની એક રમત આપી છે, જેમાં બધા પાસા ચત્તા પડે તો જીતાય, ને ઊંધા પડે તો હરાય એવો નિયમ છે. બીજી ચૂતમંજિકા નામની રમતનો ઇસારો કરેલ છે, પણ તે શી હશે તે સમજાતું નથી.

" લોકોની નીતિ તે વખતમાં શિથિલ હોય એમ લાગતું નથી. તેમ ઉત્તમ પ્રકારની હોય એમ પણ માનવાને કારણ નથી. મદ્યનો ઉપયોગ ચાલતો જણાય છે, ને માંસ પણ વપરાતું હશે એમ લાગે છે, અન્નના વિવિધ પદાર્થ ખાવાનો પ્રચાર તો છેજ. તેમાં જાણવા જોગ કરંભ એટલે છાશ અને [1]સથ્થુ તડકામાંથી આણીને ખાવો, એવો એક રિવાજ પણ છે. ચોરી છીનાળી કે કલહમાં લોકોની ઝાઝી પ્રવૃત્તિ જણાતી નથી, પણ કુમારપાળે માંસ, મદ્ય,

---

૧ સથ્થુ-સાથવો (સં. सक्तु ઉપરથી.)

જૂઠું બોલવું અને છીનાળી એ બંધાને માટે સ્પષ્ટ સખ્ત શિક્ષાઓ ઠરાવી છે, તેથી એમ લાગે છે કે તે સમયમાં લોકોની નીતિ બહુ વખાણવા જોગ હશે નહિ. તેમાં પણ કાશી અને ચેદીસ્થલના લોકને તો હેમાચાર્યે દાંભિક તથા ખોટા વિનયવાળા સ્પષ્ટ રીતે વર્ણવી કાશીકી વૃત્તિ અને ચેદિકી ભક્તિ એમ લખેલું છે.

"સોગન ખાવાની રીતમાં હેમાચાર્યે એક એવી તે સમયની રીત બતાવી છે કે કોઇ દેવમૂર્તિને નવરાવી તેનું પાણી પી જવું ને સોગન ખાવા. વિદ્યાવૃદ્ધિ સારી સમજાય છે, ને લોકોની નિષ્ઠા ધર્મ ઉપર પણ સારી હશે, એમ લાગે છે.

"ધર્મ સંબંધી વિચાર કરતાં એમ જણાય છે કે તે સમયે વૈદિક તેમ જૈન બન્ને ધર્મ પળાતા, વિષ્ણુ, શિવ શક્તિ ને તેની સાથે જ જિન એમ સર્વેની પૂજા થતી. બ્રહ્મજ્ઞાન તો સર્વમાં મુખ્ય પદવી ભોગવતું જ. ને સમયમા કશા પંથ કે ઝાઝી ધર્મ સંબંધી તાણાતાણ જણાતી નથી. માત્ર જૈન ધર્મ અને વૈદિકમાગ એ વચ્ચે વાંધા જણાય છે. તેમાં પણ કોઇએ એક જ ધર્મમાં આસક્ત થઇ જઇ બીજા ધર્મવાળાને પીડ્યા હોય એવો રાજા થયો નથી. કુમારપાળ જેણે હિંસા માત્ર અટકાવી દીધી, ને ઘણે અંશે જૈનધર્મનો સ્વીકાર કર્યો તે પણ શિવશક્તિ આદિને ન માનતો એમ નથી. બધા રાજાઓ બંન્ને ધર્મને ઉત્તેજન આપતા એમ લાગે છે. ને લોકો પણ તેજ રીતે વર્તતા સમજાય છે જૈન ધર્મવાળાએ છન્નુ મત જુદા જુદા ઠરાવ્યા હોવા જોઇએ, પણ તે હાલમા પંથો વગેરેથી જુદા જ છે એમ આપણને જૈનનાં સૂત્રોથી માનવાનું કારણ છે.

"કુમારપાલે જ્યારથી અમારિ ઘોષણા કરાવી ત્યારથી યજ્ઞયાગમાં પણ માંસ બલિ અપાતો બંધ થઇ ગયો. ને યવ તથા ડાંગર હોમવાનો ચાલ શરૂ થયો. લોકોને જીવ ઉપર અસત દયા વધી, અને માંસ ભોજન એટલું બધું નિષિદ્ધ થઇ ગયુ કે આખા હિંદુસ્તાનમા એક કે બીજે પ્રકારે થોડું પણ માંસ કહેવાતા હિંદુઓ વાપરે છે, પણ ગુજરાતમાં તો તેનો ગંધ આવે તો પણ નહાઈ નાંખે એવી લોકોની વૃત્તિ તે વખતથી બંધાયલી તે અદ્યાપ છે. આમ જીવ દયા વધી પણ લોકોમાં તે દયાની સાથે જ યુદ્ધ આદિ વીર-કર્મનો અભાવ પેગતો ગયો. ને એમ ગુર્જરોએ પોતાનું રાજ્ય ખોયું. તથા પછીની ઉથલપાથલોમાં કદિ પોતાનું રાજ્ય અણહિલવાડમાં સ્થાપી શકાયું નહિ."

---

# પ્રકરણ ૫ મું.



## બ્રાહ્મણ હકૂમતનો અંત.

ઇસ્વીસનના સોળમા સૈકામા ચક્રવર્તી તુલ્ય શક્તિવાળો અને મહાચતુર ન્યાયી બાદશાહ અકબરશાહ દિલ્હીની ગાદીએ હતો તે વખતે હિંદુ મુસલમાન આદિ સવને સુખશાંતિ હતી, ને દેશના વૈભવ દોલત અને પરાક્રમથી પૃથ્વીના સઘળા દેશોમા હિંદુસ્તાન શ્રેષ્ઠ સંપત્તિવાળો હતો એ સમયે સિદ્ધપુરમા અને ગોહિલવાડમા કેવળ શાંતિ અને મોજમજાહ હતી

ગણા અને જાની બ્રાહ્મણોએ જૂના સિહોરને આબાદ કર્યુ, અને ઉત્તર ભાગમા જાની અને દક્ષિણ ભાગમા ગણાની ડહેલીઓ અને નિવાસસ્થાન હતા મકાનો મોટે ભાગે બેઠી બાંધણીના અને છાપરી ઓસરીના હતા રસોડું, પાણીઆરૂં, અને સુવા બેસવાના ટોલ જુદા ખરા, પણ મેડી ઝરૂખા તો દરબારગઢમાજ દેખાતા એ સ્થળમા જાની કુટુંબમા એક કન્યાનો જન્મ થયો એમને ઘેર અગ્નિહોત્રાદિ વૈદિક ક્રિયા દરરોજ થતી, અને ગાયના પંચામૃતથી દેવપૂજા થતી, તે જોઈને આ કન્યા મોટી થતા પૂજાપાઠના સમમા પોતાનો સમય ગાળવા લાગી એનું શરીર ગૌર હતું, તે વખતની નાગરકન્યા કે નાગરકન્યાને મુકાબલે આ ઔદીચ્ય બ્રાહ્મણની કન્યા છતાં રૂપમા સારી હતી એનામા સામુદ્રિક વર્ણન પ્રમાણેનું સૌંદર્ય હતું એનું મુખ જોનારને

આપે તેમ કરી કન્યાદાન શાસ્ત્રવિધિ પ્રમાણે આપ્યું. દિવસ જતાં યૌવનાવસ્થા પ્રાપ્ત થઇ તેમ એનું શરીર ભર્યે ઘાટે થયું. તેના પગની પાનીઓ રતાશવાળી, હાથ હાથણીની સૂંઢ જેવા અને ચોટલો નાગની ફેણ જેવો કાળો અને લાંબો. તે કદિ છૂટો મૂક્યો હોય, તો પગની પાનીને સ્પર્શ કરે. આ બાઇ હવે સાસરે રહેવા લાગી. પતિપરાયણતામાં પોતાનો સમય વ્યતીત કરવા લાગી. માબાપને ઠેકાણે સાસુ સસરાને ગણીને સેવા કરતી. તેણે ઘરનો કારભાર બધો ઉઠાવી લીધો.

તે સવારમાં વ્હેલી ઉઠી નદીએ જાય, ગૌતમી ગંગાનું દર્શન કરી તેમાં ન્હાઇ બેડું ભરી ઘેર આવે, પોતાના પતિને દેવપૂજાનું સાહિત્ય આપી, ઘરની અને ગાયની સેવા કરે. તેને દોહી પૂજા કરી ધણમાં મોકલે અને પોતે રસોઇ વગેરેના કામમાં પડ્યા અગાઉ મહાદેવની પૂજા કરવા જાય. આ વખતની તેની જોગમાયાના જેવી કાંતિ અને કાવકાછથી પહેરેલાં વસ્ત્રાભૂષણથી અપ્સરા જેવી તે શોભતી હતી. પોતાના ભવ્ય કપાળમાં કંકુનો કરેલો ચાંદલો યોગસિદ્ધિનું ચિન્હ હોય એવો આકર્ષક દેખાતો. એ વગર ઘરેણે પણ સુંદર દેખાતી, તો પછી સુવર્ણાલંકારથી વધારે સુંદર દેખાય એમાં નવાઇ ન્હોતી. હાથમાં પંચામૃતની રકાબી, પુષ્પની માળા અને સુવર્ણકલશ લઈ મહાદેવની પૂજા યથાવિધિ કરતી. અને શિવશક્તિ સમાન આ જોડું સિંહપુરની પ્રજામાં પ્રસિદ્ધ હતુ. રણાભાઈ રાજસીવૃત્તિના અને તીખા સ્વભાવના હતા. વળી ગરાસને લીધે પાંચ પૈસાની મુડી પણ હતી. માબાપ વૃદ્ધ હોવાથી બધો વ્યવહાર એના ઉપર હતો.

એવા માણસો આખા વિશ્વને તુચ્છ ગણે છે તો ઘરની સ્ત્રી તે શી ગણતીમાં હોય. તો પણ તેની સ્ત્રીના વિનય અને સદાચરણને લીધે, તેને તે કનડતો નહિ. અને ઘરસંસાર સુખરૂપ ચાલતો. ઘરમાં સ્ત્રી એ લક્ષ્મીનું સ્વરૂપ છે, એના પ્રભાવે પુરપનુ ઘર શોભે છે, સ્ત્રી વિના ઘર નહિ અને ડાહી સ્ત્રી વિના સુખશાંતિ નહિ. ગૃહરાજ્યમા એ પ્રધાન છે. સારો પ્રધાન હોય તોજ રાજ્ય સુસ્થિર ને આબાદ થાય છે, તેમ ગૃહરાજ્યનુ પણ સમજવું. જેમ મુખમાં દાંત અને જીભ છે તેમ ઘરમાં પુરુષ ને સ્ત્રી છે. આ ઉપમાનો પ્રત્યક્ષ નમુનો સિંહપુરની આ જોડીથી સ્પષ્ટ હતો.

બ્રાહ્મણ સમાજનું બંધારણ અગાઉ જેવું સુદૃઢ અને મર્યાદાવાળું રહ્યું

નહોતું. સૌ એક બીજાથી સ્વતંત્ર અને પોતાને મોટા તથા ડાહ્યા ગણે એવી સ્થિતિ હતી. જો કે જૂની રૂઢી પ્રમાણે બ્રહ્મસભામાં ન્યાય થતો, પણ તેનું યથાસ્થિત પરિપાલન થઇ શકતું નહિ. જ્યાં ન્યાય ને ઐક્ય નહિ ત્યાં આબાદી ન જ હોય એ દેખીતું છે. અત્યારે તો બધા નીચે પ્રમાણેના વિચારવાળા હતા.

सर्वे यत्र विनतरि । सर्वे यत्राभिमानिनः ॥
सर्वे महत्वमिच्छंति । तत्कुळ प्रविर्श्यते ॥ ९ ॥

જ્યાં બધાય આગેવાન (નેતાપણું), અભિમાન, મોટાઈ ઇચ્છે તે કુલ નાશ પામે. એ પ્રમાણે સ્થિાત આ સ્થલની મનુષ્ય સ્વભાવને અનુસરીને દેશ કાળના પ્રભાવે થઇ હતી.

એક દિવસ એવું બન્યુ કે આ બાઇનો પુરુષ પોતાનું આહ્નિક પરવારી સાત શેરીના ચૉગ ઉપર ગયો. સમય સવારનો હતો, અને શિષ્ટ મંડળમાંનું કોઇ હાજર ન હતું પણ દસ બાર જુવાનીઆ અને બીજા પરગામના વીએક શખ્સો ત્યાં બેઠા હતા. એ જગાએથી તજોડીમાંનાં આજુબાજુનાં મકાનો દેખાઈ શકે એવું હતુ. પેલી નવ યૌવના સ્ત્રી પોતાના ઘરની ઓશરીમાં દધિમંથન કરતી હતી. ગોરસ વધારે હોવાથી પરિશ્રમ પડે એવું હતુ. છતાં જોઇતું પાણી ઉમેરી ત્રાંબાની ગોળીમાં મહિ નાખીને એણે છાશ કરવા માંડી આ દધિમંથન ક્રિયામાં તે તલ્લીન હોવાથી તેણે ગોદેનું કપડું માથેથી ખસી ગયું. તેની ખબર રહી નહી તેમજ કેશપાશ બરાબર બંધાએલ નહિ, તેથી તેના માથાના વાળ છુટા થઇ ગયા. ને પગની ઘુંટીને સ્પર્શ કરવા લાગ્યા, તે વખતે કોઇ પુરુષ વર્ગ ન હતો એટલે ઉઘાડે શરીરે અને છુટા કેશે છાશ વલોવવા મંડી ગઈ. અને આ કામ એક રમત જેવું હતું, જાણે કોઇ મદમસ્ત હાથણી પોતાની સૂંઢ લબાવી ઝાડની ડાળીને અડે ને પાછી વાળે તેમ તેના હાથ નેત્રું ખેંચતા આગળ પાછળ થતા હતા. તેના પગ સ્થિર હતા, અને આખું શરીર પુતળીની માફક અડગ છતાં હાથનેજ તસ્દી પડતી હતી. ગોળીમાં ફરતા ફુદડાનો અવાજ નેપથ્યના મૃદંગ જેવો મંદમંદ સંભળાતો હતો. શ્રી નવનીતરાયજીનું ધ્યાન ધરતી રાધા જેમ મહી વલોવતી હોય, તેમ આ સુંદરી પણ નવનીત (માંખણ)નું ધ્યાન ધરી તેનાં દર્શન વહેલાં થાય, એમ ઇચ્છતી હતી. એને ચૉરા ઉપર બેઠેલા માણસોએ દીઠી અને માંહોમાંહે વાતો કરવા લાગ્યા. તેમાંનો એક બોલ્યોઃ—ઓહો ! પેલી

બાઈ કેવી સુંદર છે! એના રૂપ લાવણ્યની ખુમી ઓર દેખાય છે. પણ ધણી નગારો હશે. નહિ તો આમ અર્ધ ઉઘાડે શરીરે નિર્લજ્જપણે ઉઘાડે મોઢે છાશ કરે? મારે એવી ઉછ્રંખલ સ્ત્રી હોય, તો ઘડી એક પણ ઘરમાં ન રાખું. આ શબ્દો કાનોકાન તે સ્ત્રીના પતિએ સાંભળ્યા. એ ઉપરથી તેને ક્રોધાગ્નિની ઝાળ લાગી ગઈ અને ક્રોધથી તેનું શરીર કંપી ઉઠ્યું. નેત્ર લાલચોળ થઇ ગયાં. અને ખીજવાએલા સર્પની માફક એકદમ નીચે ઉતરી ઘર તરફ ચાલ્યો, અને ક્ષણવારમાં પછવાડેને બારણેથી અંદર પ્રવેશ કર્યો. આ વખતે પુરુષનું મન બદલાઇ ગયું " भार्या रुपवती शत्रु " એ વાક્ય એને સાંભરી આવ્યું, ને એક ઘડીકમાં રંગ બદલાઇ ગયો. આપણામાં કહેવત છે કે "રોગનું મૂળ ખાંસી, ને કજીઆનું મૂળ હાંસી" એ કહેવત અનુસાર મોટો કલહ ઉભો થાય, એવું કૃત્ય થયું.

રણાએ પોતે ઘરમાં આવતા સુધીમાં ન વિચાર્યો અધિકાર, ન જોયું કારણ કે ન વિચાર્યો સ્નેહ સંબંધ. એના સ્નેહભર્યા ચક્ષુમાં ક્રોધ રિપુએ અંધારી ઓઢાડી દીધી, અને પોતાની નિર્માલ્યતાના શબ્દોના હૃદયમાં વાગેલાં બાણ ખટકવા લાગ્યા. એટલે ઘરમાં પેસતાં વેંત પાણીદાર છરો લઇ પોતાની સ્ત્રીનો સુંદર ચોટલો કાપી નાખ્યો, અને પોપટના જેવું નાક હતું તે પણ કાપી નાખી ધિક્કાર આપ્યો. આથી લોહીલોહાણ થએલી બાઇ મુર્છા પામી ગઇ, અને વિના કારણ નિર્દોષ બાઇને થયેલા કારી ઘાની વાત વાયુ વેગે સર્વત્ર ફેલાઇ ગઇ! બાઇ શુદ્ધિમાં આવી ત્યારે રોતી કકળતી પીયર ગઇ. તેઓને પણ આ બનાવથી ઘણુ માઠુ લાગ્યુ. નિરપરાધી અબળા ઉપર આવો દુષ્ટ અત્યાચાર જોઇ ત્રાહિત માણસો પણ ખેદ કરવા લાગ્યા. એમની ઉશ્કેરણીથી તથા હૃદયના ત્રાસથી એકદમ તેઓ રણાની ડહેલીએ ગયા; અને હોંકારા પડકારાથી કોલાહલ મચી રહ્યો. વાગ્બાણમાંથી તરવારો નીકળી અને મારામારી શરૂ થઇ બેઉ પક્ષ વચ્ચે જબરૂં યુદ્ધ ચાલ્યું. આ સિહોર ગામમાં પથ્થરની જમીન છે, એટલે હુતાશનીના દિવસોમાંય સામસામી મીરો બંધાતી. તેમાં ઘણાને પત્થર વાગતા. ખાટલે પડતા, ને શીરા ખાઇ મહિને બે મહિને સાજા થતા. એમ તેમનાં શરીર ઘા ખમવાને લાયક હતાં. હથિયાર પણ વાપરી જાણતા. એટલે ઘણાં માણસો કપાઇ મુઆ. લોહીની નદી વહેવા માંડી. એમ કહે છે કે શેર (રૂ. ૪૦ ભાર)ના પત્થર તેમાં ઘસડાવા મંડ્યા.

અને સવામણ[1] જનોઇ ઉતરી.

આ કતલના દિવસે સિહોરની રાજલક્ષ્મી ક્ષત્રીવીરના શોધ માટે નીકળી પડી. રણા તથા જાની પક્ષવાળા રાજવીની સહાય લેવા માટે નીકળી પડ્યા. રણા પક્ષના આગમી ગારીઆધારના દરબારની અને જાનીપક્ષ તરફથી હરિરામ જાની ઉમરાળાના ગોહેલ દરબારની મદદ લેવા ગયા. આ બેઉ સ્થળે ગોહેલ દરબારોની ગાદી હતી. તેમાં ઉમરાળા નજીક અને ગારીઆધાર ગાઉ દૂર હતું. તેમાં ગારીઆધારવાળા કાંધાજી ગોહિલને રણા પાસેથી સિહોર તથા તેની આસપાસના બાર ગામનો હક સ્વાધીન કરવા લલચાવ્યા, તેથી તેઓ દૂર છતાં તાબડતોબ તૈયારી કરી વહેલા આવી પહોંચ્યા; ને સિહોરથી પશ્ચિમમાં નદીને કાંઠે દમરાનો વડ હતો. તે જગાએ મુકામ કર્યો. આ વખતે પ્રતિપક્ષી કોઇ તેમના જોવામાં આવ્યો નહિ. તેથી પોતે સ્વબળ ઉપર નિશ્ચિંત હતા, માટે વડ નીચે રસોઇ જમી પછી ગામમાં પ્રવેશ કરવાનું ધાર્યું. અને પોતે તથા સેનાના માણસો કાવા કસુંબાની તરખડમાં પડ્યા.

બીજી તરફ હરિરામ જાનીની યુક્તિથી ઉમરાળાના દરબાર વિસાજી જરા મોડા પણ ઉત્તરને માર્ગે થઇ બીજે રસ્તે સિહોરમાં એકદમ પહોંચી ગયા. અને કાંધાજી દરબારનો વિચાર જાણી લઈ તુર્તજ પોતાના માણસોને શહેરની આસપાસ મૂકી દીધાં. એની ખબર દમરાના વડ નીચે વાયુ વેગે પહોંચી ગઇ. દરબાર કાંધાજીએ જાણ્યું કે આપણું લશ્કર થોડું છે, માટે ફાવશું નહિ. માટે છત્ર લઇને નાશી ગયા અને રાંધેલું ખીચડું હતું, તેના ચરૂમાં ધૂળ નાખી પોબારા ગણવા લાગ્યા. એ જગાએ પછીથી વિસાજી દરબારનાં માણસો આવ્યાં. તેમણે તૈયાર રસોઇ જોઇ કહ્યું કે આપણે તો શુકન થયા કે રાંધેલી રસોઈ આપણા માટે મૂકી ગયા છે. માટે ધૂળ નાખનારના મુખમાં ધૂળ રહેશે એમ સમજી ઉપર ઉપરથી થોડો ભાગ કહાડી નાખી, બાકીનો ભાગ સૌએ ખાઈ લીધો. પછી જૂના સિહોરની જગા કે જ્યાં ઘણી બ્રહ્મહત્યાઓ થઇ હતી તે અપવિત્ર અને ગોઝારી ( આજે પણ ગોઝારી કહેવાય છે ) માની ઉત્તર દિશામાં નવા સિહોરનું તોરણ બંધાવ્યું. આ વખતે માળી હાજર

૧ પ્રત્યેક જનોઇના જોટાનું વજન આશરે ૧ રૂપીઆ ભાર માનીએ તો આશરે બે હજાર કરતાં વધારે માણસની સંખ્યા થવા જાય ! આ વખતે દશ ગોત્ર પૈકીના માત્ર જાનીઓજ ઉગર્યા, ને ઘણાં કુટુંબ ઘસાઇ ભુંસાઇ ગયા. તેમના ગરાસનો હક દરબારને ઉત્તરાધિકારે મળ્યો છે.

નહોતો, એટલે એક ચમારે તોરણ આણી દીધું તે બંધાયું. આજે પણ સિહોરમાં જ્યાં માંડવો નંખાય છે ત્યાં ચમાર તોરણ મોકલે છે, ને તેને અમુક કર અપાય છે.

આ પ્રસંગે ઘણા બ્રાહ્મણો નાશી ગયા. કોઈ સગેવગે અથવા પરદેશ ચાલ્યા ગયા. ને કોઇ કાશી તરફ ગયા. તેમાંનો એક ત્રિકમ જાની કરીને હતો તે ઘરનો સંપન્ન હતો. પણ ભાઇભાંડુનું નિકંદન થવાથી ધન ઘરેણું હશે તે સાથે લઇ [1]ડેડાણ તરફ ગયો. ડેડાણને પાદર નહેરાને કાંઠે રસોઇ કરવા બેઠો, તેની સાથે કોટેશ્વર કરીને એક જાની પણ હતો. આ બંને કોઇ વાર ગામ બહાર ગયેલા નહિ. તેમ ઘરના ગૃહસ્થ હોવાથી રસોઇ પાણીના કામથી તદન અજાણ્યા હતા. તેઓમાંનો એક રસોઇ કરવા બેઠો, તે વખતે તેણે શરીરે માત્ર મુગટો પહેર્યો હતો. કપાળમાં વિભૂતિ કરેલી, કંઠમાં સુવર્ણથી મઢેલી રૂદ્રાક્ષની માળા, અર્ધે માથે લાંબા વાળનો ચોટલો અને જમણે હાથે સોનાનું કડું હતું, મૂછની મોં'શર ફૂટી હતી અને ગૌરવર્ણનું બાંધી દડીનું કસાએલું શરીર દીપતુ હતુ. આ બ્રહ્મચારી જેવો યુવક રસોઇ માટે દેવતા સળગાવતો હતો, તે ફૂંકી ફૂંકીને થાકયો, ત્યારે માંડ ભડકાલીયા જેવું થઇ ઓલવાઇ ગયો. આંખમાંથી પાણી નીકળવા માંડ્યાં, તે જાણે મહામહેનતથી કંટાળી અશ્રુપાત કરતો હોય તેવું દેખાતું હતુ, છતાં આંખની રક્તિમા એના ચ્હેરાને ભવ્ય બનાવતી હતી. બાટી કરતાં એક બે આંગળીએ દાઝયો ને ફૂંકવા લાગ્યો, તે વખતે ત્યાંના બાબરીઆ કાઠીની દેવાદોરીલા નામે જુવાન કન્યા અને તેની ભાભી નહેરે પાણી ભરવા આવ્યાં અને ત્રિકમને રસોઇ કરતાં દાઝતો દીઠો. તે સાથે તેના ભવ્ય ચહેરા તરફ પણ તેની નજર પડી અને બોલી કે "આ દેખાવડો જુવાન દુઃખી થાય છે. એને રાંધતા આવડતુ નથી, એમ લાગે છે, તેથી મને તો દયા આવે છે."

ભાભીએ મજાક કરી કે "તુ કુંવારી છે, એને રાંધી આપ."

---

૧ કા. સ. સંગ્રહમાં પૃષ્ઠ ૮૨ મે "તળાજા" ગામ લખ્યું છે, પણ એંટી સાહેબની શોધની નોંધમાં "ડેડાણ" છે. ને તે અમને ખરૂં લાગે છે, કેમકે તે વખતમાં તળાજામાં બાબરીઆની સત્તા નહોતી અને બાબરીઆવાડમાં હતી. બાબરીઆવાડના ત્રણ વર્ગ છે, ધાંખડા, વરૂ અને કોટીલા. વળી કા. સ. સંગ્રહમાં કોઇ આહીરની દીકરી કહી છે અને એભલે ત્રીકમ જાની સાથે પરણાવવા સમજાવ્યાનું લખેલ છે, તે પણ ભૂલજ છે.

દેવા—"તું મારા મોટા ભાઇની વહુ છે, તેથી મારી મા બરાબર માનું છું. માટે તું કહે છે તેમ હું કરીશ."

એમ કહી પાણીનુ બેડું ભર્યું, અને બ્રાહ્મણની પાસે જઇ કહ્યું. "તમે મારા ધણી ને હું તમારી ધણીઆણી તમે ના કહેશો, તો પ્રાણ આપીશ. હુ તો તમને તન મનથી વરીચૂકી છુ. આ વાતની ગડમડ ચાલી. અને ગામના મુખ્ય પુરુષ પાસે પંચાત ગઇ. તેણે ત્રિકમ જાનીને સમજાવ્યો. ત્રિકમે એમ કહ્યું કે પ્રથમ બ્રાહ્મણકન્યા પરણ્યા પછી આ દેવાનુ પાણિગ્રહણ કરું. મુખીએ તેમ કરાવ્યું અને કહ્યુ કે તમારાથી દેવાકોરીવાને જે સતતિ થશે તેને ગામ ગરાસમા પૂરતો હિસ્સો મળશે. આ પછી તે બેઉ કન્યા પરણ્યો. તેમા બ્રાહ્મણ કન્યાનો વિસ્તાર તે ભૂકણીઆ બ્રાહ્મણ થયા. ને દેવાકોરીવાને દીકરો થયો તેને કપાળે ટીલુ હતું. તેથી [1]કોટીલા કહેવાયા. જેનો મોટો ભાગ મહુવા પરગણામા અને બાબરીઆવાડમા છે.[2]

---

૧ કોઇ કહે છે કે કોટેશ્વરને દેવા પરણી હતી, તેથી તેના વંશના કોટીલા કહેવાયા અને ત્રીકમ જાનીના વંશના બ્રાહ્મણની કન્યાની વસ્તી તેના ગોર કર્યા તે ભૂકણીયા કહેવા પણ કા સ સંગ્રહમા કોટેશ્વરનું નામ નથી

૨ ઉપરની કથા સિહોરના ઇતિહાસની ઘણી મહત્વની કથા છે, અને તે શારદા માસિકમાં છપાઇ હતી તે કારણોથી સંસ્કર્તાએ એ પ્રકરણમાં કશોજ ફેરફાર કર્યો નથી જો કે આ વાર્તામાં જે વર્ણનો છે તેને ઐતિહાસિક આધાર નથી

સંસ્કર્તા.

## પ્રકરણ ૬ ઠું.



### ગોહેલ રાજાઓ ઈ. સ. ૧૫૭૦ થી ઈ. સ. ૧૬૨૨.

અર્વાચીન ગોહેલોના મૂળ પુરુષ સેજકજી જેણે સેજકપુરમાં રાજ્યગાદી સ્થાપી હતી, તેમને ત્રણ દીકરા હતા, તેમાંના સૌથી મોટા રાણજીના વંશમાં મહારાજા વિસાજી બારમી પેઢીએ થયા. અને સૌથી ન્હાના શાહજીના વંશમાં કાંધાજી ગારીઆધાર ગાદી કરીને રહેતા હતા. તે બન્નેનાં સિહોર ઉપરનાં આક્રમણની હકીકત પાછળ આપણે જાણી ગયા, કાંધાજી પોતાને સ્થાનકે ગયા, પછી વિસાજીએ સ્વતંત્રપણે સિહોરની રચના કરાવી. કુદરતી કિલ્લા જેવા ડુંગરા, નદીના તટ ઉપર લીલાંછમ આંબાનાં વન તથા ગાતમી ગુફા અને બ્રહ્મકુંડ જેવાં તીર્થ સ્થળને લીધે તેમજ બ્રાહ્મણોએ આગ્રહ પૂર્વક આશ્રય માગ્યાથી ઉમરાળાને બદલે સિહોર રાજગાદી કરવાનું ઠરાવ્યું. અને ડુંગરની હદ બાંધી કિલ્લો ચણાવવાની તથા પૂર્વ બાજુ ઉચાણમાં દરબારગઢ ને કોઠો બંધાવવાની યોજના કરી. જાની બ્રાહ્મણોને ધર્માદા જમીનનો ઉપભોગ રહેવા દઇ તેમનું માન સાચવી પ્રતિપાલન કરવા પોતે સિહોરમાં નિવાસ કર્યો. આ રીતે બ્રહ્મતેજ અને ક્ષાત્રબળના પ્રભાવે સિહોર ઉન્નતિમાં આવવા લાગ્યુ.

આ વખતે સિહોરને લગતાં ચૌદ ગામ, ખોખરા, ઘોઘાબારૂ અને ઉમરાળા વગેરે ગોહિલવાડનો મુલક પોતાના રાજ્યમાં મેળવી બંદોબસ્ત કર્યો. અને રાજ્ય ચલાવા માંડ્યુ.[1]

---

૧ ઠાકોર વિસાજીને બીજા ત્રણ ભાઇ હતા. તેમને આ વખતે નીચેના ગામ અપાયાં દેવાજીને પછેગામ સહીત ૩ ગામ, તેના વંશના દેવાણી ક્હેવાયા વીરાજીને અવાણીયા આદિ ત્રણ ગામ ( એ વીરાજીનો દીકરો વાઘોજી થયો તેના નામથી વાઘાણી કહેવાયા. આ વાઘાજીએ વિસાજીની ઘણી સારી નોકરી બજાવ્યાથી પાછળથી તેને ખોખરા તથા ઠનાડ ગામ જીવાઇમાં આપ્યાં હતાં ) અને મોકાજીને નવાણીયા સુધાંત ત્રણ ગામ આપ્યાં, તેના વંશના મોકાણી કહેવાય છે.

બાદશાહ અકબરે આ સમયમાં ગુજરાત જીતી લીધું હતું, અને બધા નાના રાજાઓને પોતાની ઉત્કૃષ્ટ રાજનીતિને લીધે મિત્ર કરી લીધા હતા, તે પ્રમાણે વિસાજીને પણ બહાદુર રાજા ગણી, એના તાબાનો ઘોઘાબારાનો મુલક[1] તેમનાજ સ્વાધીનમાં રહેવા દીધો હતો એ વખતના મોગલના નવ વિભાગ ગણાતા, તે પૈકીના આ પૂર્વ વિભાગમાં તેણે સુબો કે અમલદાર પણ મૂક્યો નહોતો જેથી વિસાજી ઠાકોર સ્વતંત્રપણે પોતાના મુલકનો વહીવટ કરતા હતા અને રાજા ટોડરમલે ગુજરાતની જમીનની માપણી કરાવી કર વગેરેનો બંદોબસ્ત અમલમાં તરફ કરેલો, તેના જેવો વહીવટ અહીંઆ પણ ઘણે ભાગે ચાલતો ભાગબટાઈનો રિવાજ જુનો દેશથી ચાલતો તેમના ઉપર કોઈ પ્રકારનો જુલમ કે અન્યાય થતો નહિ એમ માલુમ પડે છે

આ વિજય અને વ્યવસ્થા વિષે દુહા છે કે —

દુહા.

કરકે ઉમર કોટ, કદિ ભાગ્યો નહિ,
[2]મે ખાગા મન મોટ, [3]સરઠે [4]સત્રસાલ રાઉત ૧

વિસન વાર તણા, ભાગજી લીધો ફાગો
સુમે [5]સાયના, સાદર સત્રસાલ રાઉત. ૨

રૂપક.

કરમ ઉજાડા આ સમે વિસવા સરજી,
ફેલા તપ ભાઈ વખણાય ફાજુ
ખડ્ગે તખ્ત ગોઘા અને ખોખરા
ઉમરાણુ હતુ અને સિહોર આવ્યુ ૧

---

૧ ગોઘાની ખારી વાવમાં સં ૧૬૬૪નો લેખ છે તેમાં પણ વિસાજીને સ્વાધીન તે બંદર (ગોઘા) સોંપ્યાનુ જણાય છે

૨ મે=હુકમ, ૩ સરે=સોરઠમાં ૪ સત્તાનજીને બદલે સતરસાલ ખરૂં નામ (સં શત્રુશલ્ય) ૫ સાયના રહાય નહિ ૬ બે દુહાના અર્થ—ઉમરકોટ (ઉમરાળા) નું બળ કોઈ શત્રુનાથી કદી ઝલાયું નહિ સરતાનજીનો પુત્ર હાથમાં તલવાર લઈને આખા સોરઠમાં ફર્યો વિસવ (વિસોજી) વાઘ જેવો હતો, તેણે ભોંયનું એકેકું વિધું તેને પોતાના કાળજા જેવુ (હૃદય) જેવુ હતુ તે સરતાનજીના પુત્ર પાસેથી કોઈ પણ શત્રુ ગમે તેનો યત્ન કરતાં પણ પામી શકે નહિ" ૨

ગોહિલ નાથ સિહોરની ગાદીએ,
વિરાજે જીત વજડાઈ વાજા
પાથુના ગાય મત બ્રાહ્મણ પાળતન,
ગર્જ અજનાગતન ધર્મરાજા ૨

જમી સર ... મરભેર હુતા જેહ,
જે ૧અર પાધરાગ કીધા
નાર મગતાનગ ભાંજડી વલેણી,
દાન દ્રવ્ય ૨સાસણા ૩ખેગ દીધા ૩

ભલો રે ભલો પૃથ્વીપતિ માનભન
ઉજળે દલે જગમાર આ ો
વરા છત્રીસમા વીમના ૪વછતો,
લેખ કુદ્રમ તણા ભાવ લાગ્યો ૪

આ ઉપરથી પણ જણાય છે કે ગોધા એમના તાબામા હતુ અને પીરમના બાદશાહની છાપ દીલ્હીના બાદશાહની માફક જે મોખડાજીએ મેળવી હતી તે હિંદુના બીજા કોઈ રાજકુળને મળી ન હતી માત્ર મોખડાજીના વંશમાંજ ગે ભિરદ અત્યાર સુધી અપાય છે વિસાજીને શિવ ધર્મ ઉપર ઘણી આસ્થા હતી તેથી રાજનાથ મહાદેવનુ દેરુ બંધાવ્યુ અને વાડુગ્દાર (ઠાકર દુવારો) પણ ગાવ્યા પોતાના ભાઈ દેવાજીને મોરલીધર ઉપર વધુ શ્રદ્ધા હોવાથી ખેરગઢથી આણેલી શ્રી મુરલીધરજીની મૂર્તિ તેઓ પછેગામ લઈ ગયા જે હાલ પણ ત્યા છે અને રામ સિજીવાળા શાલિગ્રામ જે રઘુનાથ દવે ચીત્તોડની સીમમાથી લાવ્યા હતા તે મજકુર દવેના વંશજો અત્યારસુધી પૂજે છે સિહોર ૭ મ ૧૫૭૫મા હસ્તગત કર્યું પછી આશર પચીસ વર્ષ સુધી રૂડી રીતે રાજ્ય કરી ૬ મ. ૧૬૦૦મા તેમણે સ્વર્ગવાસ કર્યો.

એમની પછી તેમના પુત્ર ધર્મી ધુનાજી બેઠા તેઓ પણ મહા પરાક્રમી રણધીર અને દાનવીર હતા આપણે હવે ઇ મના મતગના સૈમમા પ્રવેશ કરીએ છીએ આ વખતે અકબર અને જહાંગીર જેવા બાદશાહનો સમય

૧ અર=અરિ (શત્રુ) ૨ સાસણા=શાસન દાનપત્ર ૩ ખેગ=ઘોડા (ચારણી ભાષામાં) ૪ વછતો=જાહેર,

હોવાથી એ સદીનો પોણો ભાગ જતાં સુધી સૌરાષ્ટ્રમાં મુસલમાનોનો ઉપદ્રવ કે ધર્મદ્વેષ નહોતો. પણ દેશમાં કાઠીઓએ માથું ઉચક્યું હતું ને લોમા ખુમાણની ઝપટથી બચવા ઘણાખરા માણસો ચીવટ રાખતા. ખરેડીનો કાઠી લોમો ખુમાણ કાઠી ઘોડેસ્વારોને સાથે રાખી લૂંટફાટ કરવા લાગ્યો.

લોમાએ ગારીઆધારના ઠાકોર નોંઘણજીને હરાવી, તે સ્થળ તાબે[1] કરી લીધું હતું. માટે નોંઘણજીએ પોતાની વડી શાખાના મુરબ્બી સિહોર દરબારની મદદ માગી. અને ધુનાજીએ મદદ આપવા ખુશીથી તૈયારી કરી. આ વાતની લોમાને ખબર પડતાં તે પણ પોતાના કાઠીઓને લઇને આવ્યો. ઠાકોર ધુનાજી વળા તરફનું લશ્કર એકઠું કરતા હતા, તેવામાં રાત્રે લોમાએ છાની ચડાઇ કરી, અને વેળાવદર આગળ જબરૂં યુદ્ધ થયું. તેમાં લોમો નાશી ગયો. ને ધુનાજીને મર્મ ઘા વાગ્યાથી તેઓ પણ ત્યાં રણમાં પડ્યા. આ સમયથી કાઠીઓ સાથે વેરની શરૂઆત થઇ. ઠાકોર ધુનાજીની પાછળ બે રાણીઓ સતી થઇ. ઠાકોર ધુનાજીનો પાળીઓ[2] લેખ સહિત સિહોરમાં તેમજ વેળાવદર (અસલ સાલપરૂં) માં પણ છે.

ગારીઆધાર વાળા નોંઘણજી કોઇને ખબર ન પડે એમ, [3]જવાસ તરફ ગયા ને ત્યાંના રાજાની કન્યા પરણી. કેટલોક સમય ત્યાંજ રહ્યા અને આ તરફ શાંતિ થતાં સુધી આવ્યા જ નહિ. ત્યાંના રાજાને દીકરો નહિ હોવાથી રાજગાદીએ નોંઘણજીના કુંવર બેઠા અને આજે પણ તેની ગોહેલ ગાદીમાં ગણના છે. નોંઘણજીને પાછું રાજ્ય કેવી રીતે મળ્યું, તે વાત હવે

---

૧ લોમાને તથા કાંધાજીના પુત્ર નોંઘણજીને હાથી માટે વેર બંધાયું હતું. તેથી એ ગામ જીત્યું હતું.

૨ ઉપરના અક્ષરો આ છે:—
श्री गणेशाय नमः संवत १६७६ वरषे कार्तिक वदी द्वादशी तिथौ सोमवासरे ठा. श्री धुनाजीनां बाई श्री कमर...घत रा. श्री...(પાછલા અક્ષર વંચાય તેવા નથી.) એ ઠેકાણે ૬ ૭ પાળીયા છે. તેમાં બે ઘોડેસ્વારના. એક સાંઢણી સવારનો અને બીજા ત્રણ સતીના છે અને તે બધા સં. ૧૬૭૫ અને ૭૬ ની સાલના જ છે તેથી જૂના નથી.

૩ જવાસ મધ્ય હિંદ એજન્સીમાં છે. ત્યાંના હાલના દરબારનું નામ લાલસિંહ છે.

પછી આવશે. સિહોરના ધુનાજી પછી તેના પુત્ર રત્નજી[૧] ગાદી પર આવેલા.

લોમાએ હજી પણ ગોહિલવાડમાં શાંતિ થવા દીધી નહિ. ઠાકોર રત્નજીને કનડવા માટે કનાડગામ ( સિહોર પાસે ) નાં ઢોર ગાયો સહિત લોમાએ વાળી લીધાં, તેના પક્ષમાં કોળી અને સરવૈયા ગરાસીયા પણ હતા. લડવાનું કાંઇ બહાનું ન હોય, ત્યારે ગાયોનું ધણ હરી જતા. લોમાએ તેમ કર્યાથી ઠાકોર રત્નજી ગાયનું રક્ષણ કરવાનો ક્ષત્રિય ધર્મ સમજી વહારે ચડ્યા. સામાવાળાનો માંડવી ( પાલીતાણા તાબે ) આગળ ભેટો થયો.

એ ધીંગાણામાં ઠાકોર પોતે કામ આવ્યા. જે ડુંગરની ધાર આગળ પડ્યા, તે ધારને આજે પણ રાવળતી ધાર કહેવામાં આવે છે. એ વર્ષની અંદર બે રાજાને કાઠીઓના કજીઆમાં "ધર્મને માટે ધર્મરાજા પાસે જવું પડ્યું." એક કવિ કહે છે કેઃ—

[૨]દુહા.

ધુનીધાર થએ, માડવીએ જંગ માંડીયો;
રંભા રથ ચડયે, ધારે પુગ્યો ધુનાઉત. ૧

કલહ કરવા, રોપી પગ ઉભો રતન;
ઉપર અસરેતાં, ધુકળ માડી ધુનાઉત. ૨

---

૧ આ રત્નજી ઉદાર અને ક્ષમાશીલ હતા તે સ્વરૂપે વરવા હતા; એકજ આંખ હતી અને એકજ હાથ હતો. એકવાર એક કણબી દરબાર રત્નજી પાસે ફરિયાદે આવતો હતો તેને રત્નજી પોતેજ સામા મળ્યા અને વાતચિતમાં કણબીએ રત્નજીની શારીરિક દશાની ખૂબ મશ્કરી કરી, દરબારમા આવતાં એજ દરબાર રત્નજી એમ કણબીને લાગતાં તે અસ્વસ્થ બની ગયો; પણ રત્નજીએ તેની સાથે જાણે કંઈ બન્યું નથી તેમ વાત કરી અને એક ગામ ઇનામમાં આપ્યું.

૨ (૧) માંડવીમાં જંગ ( લડાઇ ) થયો ત્યારે આગેવાન થઇને અપ્સરાના રથમાં ચડવા સારૂ ધુનાજીનો પુત્ર ધાર ઉપર ગયો. (૨) જ્યારે રતને લડવાને માટે પોતાનો પગ મૂક્યો, ત્યારે ધુનાજીના પુત્રનું પાણીગ્રહણ કરવા સ્વર્ગમાંથી અપ્સરાઓ ટોળે મળી.

ઇંડું મન આગે, કળ ગોહેલ લાગે કીપો:
ખત્રવટ તણી ખજો, ગોધજ બાંધે ધુનાઉત. ૩

મહારાજા રતનજીને ત્રણ કુમાર હતા. હરભમજી, ગોવિંદજી ને સારંગજી. એક લીલાંબા કરીને કુંવરી હતાં. તે કચ્છના રાવભારા સાથે પરણાવ્યાં હતાં.

પાટવી કુમાર હરભમજી ગાદીએ બેઠા. ને માત્ર બે વર્ષ રાજ કરી, પોતાની પાછળ બે વર્ષનો રાજકુમાર અખેરાજજી મૂકી સ્વર્ગવાસી થયા. (ઇ. સ. ૧૬૨૨.)

(૩) તેના કુટુંબ રૂપી દેવાલય ઉપર લાગોઢિયે ઉદારતા રૂપી ઇંડું ચડાવ્યું. અને ધુનાજીના કુંવરે તેના ઉપર યુદ્ધ સમયના ક્ષત્રિપણાનો વાવટો ચડાવ્યો. ગોધજ=ગો ધ્વજ=ગાયના રક્ષણ રૂપ ધ્વજ.

# પ્રકરણ ૭ મું.

## ચાલુ-ગોહેલ રાજાઓ ઈ. સ. ૧૬૨૨ થી ઈ. સ. ૧૭૨૩

ગોહેલ ગાદીનો હક વંશ પરંપરા મોટા દીકરાને મળે છે, તે પ્રમાણે રાજકુમાર અખેરાજજી બે વર્ષની વયના ગાદી વારસ હતા, તેના રક્ષક થઇને સિહોરના રાજ્યની તમામ લગામ ગોવિંદજીએ પોતાના હાથમાં લીધી. અને રાજમાતા કે યુવરાજની સંભાળ માટે બિલકુલ દરકાર કરી નહિ. એને કોઇ વારનાર નહોતું. એટલે સ્વાર્થી બની યથેચ્છ વર્તવા લાગ્યા.

રાજમાતા [1]સરવૈયાણી અનાજીબાને વહેમ પડ્યો કે આ ગોવિંદજી જરૂર અખેરાજજીને મારી નાંખશે. આમ બ્હીક પેદા થવાથી વાછાણી કેશવજીને તથા મકનજીને અને દેવાણી માલજી તેમજ ભાંગરા રબારીને સાથે લઇ પોતાનાં નણંદ (કુંવરની ફઇ) ભુજ હતાં ત્યાં કુમાર અખેરાજજીને લઇ જતાં રહ્યાં અને કુમારને તથા માતાને સુરક્ષિતપણે પહોંચાડી બાકીના સિહોર આવ્યા.[2]

ગોવિંદજીએ જુનાગઢના બાદશાહી સુબા મિરઝાં ઇસા તારખાનને ગોઘાનો હક આપી દઇ તે સુબાને પોતાના પક્ષમાં લીધો હતો ને રજપૂત વર્ગ સાથે વેર બાંધી મુસલમાનનો પગપેસારો વિના કારણ કર્યો. (ઇ. સ. ૧૬૩૬) આ વાતની ખબર ભાયાત વર્ગમાં ફેલાતાં દેવાણી અને વાછાણી કુટુંબનાં લોહી તપ્યાં. ગોવિંદજી ગુણચોર થયો, માટે તેને તોડી પાડી ખરા

---

૧ આ સમયથી સરવૈયા ગરાસીયા સાથે વધારે સંબંધ જોડાયો. અને તેઓ પણ પોતાના ભાણેજને ગાદી અપાવવામાં સહાયક થયા.

૨ કુંવરને આ પ્રમાણે સુરક્ષિત રાખવામાં મદદ કરનાર કેશવજી અને મકનજી સરતાનજી પૌત્ર વાચ્છાજીના વંશના અને માલજી તે સરતાનજીના પુત્ર દેવાજીના વંશના હતા. તેમનો વિસ્તાર અદ્યાપિ વાચ્છાણી અને દેવાણી અટકથી ઓળખાય છે.

વારસને રાજ્ય અપાવવા સારૂ એક સંપ કર્યો. અને ભાંગરા રબારીની મદદ લઇ સિહોર ઉપર એકદમ હલ્લો કરવાનું ધાર્યું. ગોવિંદજી એકદમ ગજરાઇને અમદાવાદ મદદ લેવા ગયો. તે સાંજ રહ્યો. અને ત્યાં એકદમ હરકત થવાથી ગુજરી ગયો.

ગોવિંદજી ગુજરી ગયાના ખબર સિહોરમાં તેના દીકરા સરતાનજીને મળતાં પોતે ગાદી ઉપર બેઠો. જાણે કુદરતી રીતે પોતાનોજ હક હોય એમ સમજી ગાદીએ બેસી પોતાના પિતાનું ઉત્તર કાર્ય કરવા મંડ્યો. ભાયાતોને આ તક ઠીક લાગી. બધા તૈયાર થઈ બારમા ઉપર સિહોર ગયા. ને જુના સિહોરમાં ઘોડાં બાંધી મીં ડહેલીએ ગયા. એ વખતે સરતાનજી તે મેડીમાં ઊભો હતો. તેથી ડહેલીમાં ગમગમ કરવા પણ ન આવ્યો એટલે ભાયા-તોએ અંદર જઇ ઢોલીયા સહિત તેને ઉપાડ્યો. ને જૂના સિહોરમાં જઇ એક મેડા ઉપર નાખી ડુંગરની ગાળીમાં લઇ ગયા.

એવામાં સામેથી સામત ખુમાણ અને બીજા કેટલાક કાઠીઓ સિહોર દહાડા ઉપર આવતા હતા, તેમણે આ બધાને દીઠા ને પૂછ્યું કે આમ શા માટે કરો છો? ભાયાતો કહે કે ખરા વારસને ગાદી આપે તો આને છોડી મૂકીએ તે વાત કાઠીઓએ સરતાનજી પાસે કબૂલ કરાવી. એટલે એને કેદ કરેલો તે છોડ્યો. જીવતો રાખ્યો, ને સમાધાન કરવા ઠરાવ્યું. આ વેળા સરતા-નજીને ઘણું શરમાવુ પડ્યુ. ને પસ્તાવો પણ બહુ થયો. પોતાના પિતાની અને પોતાની ભૂલ તેને સમજાઇ.

ભાયાતો અને સરદારોને ખાતરી થઇ કે હવે ગરબડ ઉઠવા સંભવ નથી, ત્યાર પછી ભુજથી રાજમાતા તથા કુંવરને સિહોર તેડાવ્યાં. તેમના આવવાથી સૌને આનંદ થયો. અને બાળકુમાર અખેરાજજીને તેમની ગાદી ઉપર બેસાર્યા. ઇ. સ. ૧૬૩૬.

પછી ગોવિંદજીના દીકરા સતરસાલ અથવા સરતાનજીનુ સમાધાન કરીને ભંડારીઆ તપ્પાનાં બાર ગામનો ગરાસ તેમને આપ્યો.

રજપૂતો જેમ ટેકવાળા અને શૂરવીર છે, તેમ તેમની માતાઓ પણ વિવેકી, દૃઢ અને રણશૂર હોય છે. રાજમાતા અનાજીબાનો સ્વભાવ શાંત અને દૃઢ હતો, રાજકાજમાં કુશળ હતાં. બાળકુમારના વતી તેમણે મીનળ દેવીની પેઠે રાજકાજ કરેલાં. અને રાજ્યની આબાદી માટે સમયસૂચકતા

વાપરી પોતાના રાજ્યને મજબૂત કરવામાં સહાય કરી છે તેમણે વિચાર્યું કે કુંવરને ગાદી મળી એટલુંજ બસ નથી. પણ સારા અનુભવી ને કુલીન કારભારી વિના વહીવટ સારો થઇ શકશી નહિ. વળી [1]ગોવિદાણીઓની ઉપજ વગેરેમાં છુપી નકતર થતી હતી તેથી લોલીયાણાના બાદશાહી સુબાના નોકર દેસાઇ રામજી મેરાજને સિહોર તેડાવી પ્રધાનપદ આપ્યું. આથી બાદશાહની વગ પણ વધી. અને ગોવિદાણીનું જોર તદ્દન મરી ગયું.

જ્યારે બધી રીતે અંદરની વ્યવસ્થા સંતોષકારક થઇ, ત્યારપછી અખેરાજજી ઠાકોરે ગોઘાનો હક જે જુનાગઢના સુબાને ગોવિંદજીએ આપી દીધો હતો, તે પાછો મેળવી એ વિભાગમાં પોતાની સત્તા મજબૂત કરી. એના પરાક્રમને લીધે મુલતાનના સુબા તેમની મદદ માગવા લાગ્યા, અને એક મોભાદાર સમર્થ દરબાર ગણાવા લાગ્યા.

ખરેડીનો લોમો ખુમાણ ભક્ષકનું કામ કરતો હતો, એના શૌર્યનો ઉપયોગ પ્રજા રક્ષણમાં કર્યો હોત તો થઇ શકત. પણ તેણે લૂટફાટોગ ચાલુ રાખી.

જ્યારે ઠાકોર અખેરાજજીનું સામર્થ્ય જવાસામાં ગારીયાધારવાળા નોંઘણજી જે સને ૧૬૧૯ માં નાશી ગયા હતા, તેમણે સાંભળી ત્યારે ગોહિલવાડમાં આવવાની તીવ્ર ઈચ્છા થઇ. તેથી તેણે અખેરાજજીની મદદ માગી. ઠાકોરે તે વાતની હા કહી. એટલે તેઓ સિહોર આવ્યા. ને બેઉ જણા લશ્કર સહિત ગારીઆધાર ગયા. આ વખતે લોમો તો ખરેડીમાં હતો, પણ તેનાં માણસો ચાણુ નાખી પડ્યાં હતાં, તેને ગામના પટેલે ખબર દીધા કે ઉગમણી ઠોર–ધણ લઇને કોઇ ચાલ્યા ગયા છે. તેથી સીપાઇઓ તે બાજુ દોડ્યા. એટલે નોંઘણજી તથા લશ્કરે પશ્ચિમ તરફથી ગારીઆધારમાં જઇ ગામ હસ્તગત કર્યું. પછી લોમો લડવા આવ્યો, પણ તેનું મન મનાવી એક ગામ બક્ષીસ દીધું. ને નોંઘણજીની વહુએ તેને ( લોમાને ) ભાઇ માન્યો. પાછળથી

---

[1] ગોવિંદજીના વંશના તે ગોવિદાણી કહેવાય છે ગોવિંદજીને બીજો દીકરો હમીરજી હતો. તેણે ભંડારીઆના ગરાસમા ભાગ ન લેતા દીહોર આહીરો પાસેથી છતી લઇ ત્યાં ગાદી કરી તેની ઉદારતાનાં ઘણાં વખાણ થાય છે.

દુહા—" દીહોર દિલ્હી સરીખડું, કુકડતો કાશ્મીર,
હામુ અકબર સરીખડો કંઇ ફોજેમાં ફેર "
હામુ આંગણ જળ હુવા કવિ કંઇ ચણુ કરંત,
માછ ગલગે ઘણુ ચરે, બેડાં ઠંઇક તરંત.

જામનગરના જામે લોમાને દગાથી માર્યો. એટલે ગોહિલવાડમાં તેનો પણ ઉપદ્રવ મટ્યો. આ બધાથી દેશમાં શાંતિ ફેલાઇ. અને ૩૮ વર્ષ રાજ્ય કરી અખેરાજજી અક્ષય કીર્તિ મૂકી સ્વર્ગવાસી થયા. ઇ. સ ૧૬૬૦

અખેરાજજી પછી તેમના દીકરા બીજા રત્નજી ગાદીએ બેઠા. તે વેળા નિષ્કંટક રાજ્ય હતું. એટલે તેમના વખતમાં અગત્યનો ફેરફાર થયો નથી.

એઓ નિગાળાના વાળા ગરાસીઆની દીકરી કેશાબાને પરણ્યા હતા. તેમનાથી પ્રતાપી કુમાર ભાવસિંહજી ઇ. સ. ૧૬૮૩ માં જન્મ્યા. બાળવયથીજ આ કુંવર ભારે પરાક્રમી થશે એમ સૌ કોઇને લાગ્યું. આ કુમારે આગળ જતાં " ભાવનગર " શહેર વસાવી ત્યાં રાજગાદી કરી.

આ રીતે ઇ. સ ૧૫૭૫થી ઇ. સ. ૧૭૨૩ સુધી આશરે ૧૫૦ વર્ષ સુધી સિંહપુરમાં ગોહેલ ગાદી રહી તેમાં કુલ ૬ રાજા થયા.

ભાવસિંહજીનો જન્મ સિહોરમાં થયો, તે વેળા જોશી લોકોએ જન્માક્ષર કરીને કહ્યું કે આ કુમાર બહુ પરાક્રમી અને પ્રતાપી થશે. વળી દીર્ઘાયુષી અને કીર્તિવંત પણ થશે અને જન્માક્ષર કહેનાર ભવિષ્યવાદીનાં વચન પણ સત્ય થયા.

બાળવયમાં તેમના વિવેકી રાજમાતાએ પ્રેમાળ અંતઃકરણથી ધર્મનીતિની છાપ બેસાડી હતી, જુવાન વયે મૃગયા રમવી, ઘોડાં ખેલવવાં, અંગ કસરત કરવી, નિશાનબાજી ખેલવી, ઇત્યાદિ મર્દાની રમતપર પ્રીતિ થઇ હતી અને શરીરે સુદૃઢ અને તેજસ્વી હતા. વીશ વર્ષની ઉમરે રાજનીતિ, પૂર્વજોનાં પરાક્રમ અને રાજ્યકર્તાની ફરજ, સ્વબુદ્ધિથી અને સદ્‌ગુરુના આશીર્વાદથી જાણી લીધી હતી.

ઈ. સ. ૧૭૦૩ માં ગાદીનશીન થતાંવેત રૈયત, ભાયાતવર્ગ, નોકર અને કારભારી વર્ગમાં એવો રૂઆબ બેસાડ્યો કે તેમની ઇચ્છા વિના કોઇનાથી એક પાંદડું પણ હલાવી શકાતું નહિ. " એમનો રાજા જેવી છાપ પાડે તેવી પડે " એ કહેવત પ્રમાણે આ મહારાજાએ એવી છાપ પાડેલી કે સૌ કોઇ તેમને વશ વર્તતું હતું. વળી લુચ્ચા, લુંટારા, ચોર અને ચાંચીઆ નાશી ગયા હતા, એમની કાર્યદક્ષતા, વિવેક અને પરાક્રમથી તે વખતના મહાન્ રાજાઓમાં તેમની ગણના થતી હતી.

આ પ્રતાપી મહારાજાના સમયથીજ ભાવનગર રાજ્યની જાહોજલાલીનો ઇતિહાસ શરૂ થાય છે. એમના વખતમાં મોગલ શહેનશાહત પડી ભાગી હતી. તેથી તેના સૂબા અને રજપૂત રાજાઓ પોતપોતાના દેશની સીમા અને સત્તા વધારવા મંડી પડ્યા હતા, એ તકનો લાભ લઇ આ દીર્ઘદર્શી મહારાજાએ પોતાના રાજ્યનો વિસ્તાર વધારવાને બુદ્ધિબળ અને બાહુબળનો ઉપયોગ કર્યો.

એમના ગાદીનશીન થવા પછી ચાર વર્ષે દિલ્હીનો બાદશાહ ઔરંગઝેબ ગુજરી ગયો, (ઇ. સ. ૧૭૦૭) અને છત્રપતિ શિવાજી મહારાજના પૌત્ર શાહુ રાજાને પોતાની સતારાની ગાદી મળી, એટલે તેમણે પણ આ સમયનો લાભ લઇ ન્હાના ન્હાના રજપૂત રાજ્યો ઉપર ખંડણી ઉઘરાવવા તથા દેશો જીતવાની તૈયારી કરી. કહે છે કે એક વખત શાહુરાજા તખ્ત ઉપર બેઠા હતા, અમીર ઉમરાવ હાજર હતા, ને નાયકાઓના ગાનતાન થતા હતાં. તે વખતે વાત નીકળી કે આપણે હવે ક્યા ક્યા દેશ ઉપર લશ્કર મોકલવાની જરૂર છે ત્યારે કોઇએ કહ્યું કે ગુજરાત દેશ ધનવૈભવથી ભરપુર છે, તેમજ સૌરાષ્ટ્ર દેશના ઘણા રાજા સ્વતંત્ર થઇ ગયા છે માટે તે તરફ જવું જોઇએ. શાહુ છત્રપતિએ કહ્યું કે "સોરઠ તમારાથી જીતાય તો હું તમને આપું છું અને જે જે શહેર હશે તે સર્વે હું તમને જાગીરમાં આપીશ" એમ કહી સરદાર કંતાજી કદમબાંડે અને પિલાજી ગાયકવાડ એ બે જણને શિરપાવ કરી લશ્કર સહિત સૌરાષ્ટ્ર તરફ જવા હુકમ કર્યો. રસ્તામાં આવતા ગુજરાતનો બાદશાહી સુબો રૂસ્તમઅલી એંશી હજારની ફોજ લઇ તેમની સામો આવ્યો, પણ તે લડતા પડ્યો. જમાદાર માથા નમાવી કહેવા લાગ્યા કે તમે અમારા ધણી છો, દરેક ગામમાંથી તમને સલામી મળશે, અમે ગરીબ છીએ તમારી સાથે કોણ લડનાર છે? પણ તમે ભાવને જીતી લેશો તો તમને સતારામાં ઇનામ મળશે ભાવે અમને બહુ પીડા કરી તેથી અમે તેને માથું નમાવીને કહ્યું કે "તમે અમારા ધણી છો, તેણે ઘણા ગઢ લઇ લીધા છે" કંતાજીએ જ્યારે આવા શબ્દો સાંભળ્યા, ત્યારે તેને હાડોહાડ લાગી ગઇ તેથી તે આવ્યો, ને સિહોરથી બે ગાઉને છેટે તંબુ તાણી પડાવ નાખ્યો અને એક બ્રાહ્મણને બોલાવીને ભાવસિંહજી ઉપર કાગળ લખી મોકલ્યો તેમાં લખ્યું કે "સિહોરનો ગઢ આપી દ્યો નહિ તો શંભુના તમને સમ છે સવાર થતાં તમારા શહેરની આસપાસ મારો વાવટો રોપાશે હું રાત્રિના ચાર પ્રહર તમને (વિચાર કે તૈયારી કરવાના) આપું છું."

એ પત્રિકાના શબ્દોથી ભાવસિંહજીને ક્રોધ ચઢયો; પત્ર લઇ આવનાર બ્રાહ્મણ હતો એટલે તેને તો કશી ગમ્ત કરી નહિ; અને લડવાની તૈયારી કરી બન્ને સ્થાને લશ્કર ગોઠવી દીધું.

"બીજે દહાડે પો ફાટતાં જ લડાઇ શરૂ થઇ, સેના ચાલી, સિહોરમાં કંતાજી આવી પહોચ્યો અને કોકઆણ ઉડવા લાગ્યાં. તોપના ગોળાના રમકારાથી ડુંગરા ગાજી ઉઠયાં. બંને બાજુએથી ગોળા ચાલ્યા. કિલ્લામા વસનારાઓને કંતાજી તથા પિલાજીથી કંઇ હરકત થઇ નહિ, હલ્લો કરનારાઓને વિખેરી નાખ્યા, જે બહાર હતા, તેમાંથી ઘણા પડ્યા, ને ધૂળ ખાવા લાગ્યા. કિલ્લામાં રહેનાર ડર્યા વિના લડ્યા, રતનસિંહનો પુત્ર ભાવસિંહ જરા પણ ડર્યો નહિ, અને મગદ્દા થાકી ગયા. દિવાન બોલ્યો, તમે તમારી મેળે દુઃખી શુ કરવાને થાઓ છો ? આપણું દારૂખાનું ને ફોજ બહુ ઓછાં થયાં છે, મારી સલાહ સાંભળો નો આકાશ જેવડો ઊંચો મેરૂ આપણા હાથમા આવવાનો નથી, આ પ્રમાણે કહીને તેઓ પોતાના તગુ ઉપાડી ચાલતા થયા, આ લડાઇમાં કંતાજી મરાણો." આ પ્રમાણે મગદ્દાની હાર થવાથી તેઓ માંડ સ્વદેશ પહોંચ્યા.

બીજુ વર્ષ આવ્યું, ત્યારે શાહુએ વળી પાછા પોતાના ગવતોને એકઠા કર્યા અને બોલ્યોઃ દેશ જીતીને તમે સર્વ આવ્યા ? પિલાજી અને કંતાજી કહીં હાર્યા છે કે શું ? તેઓ બન્ને પાછા આવ્યા નથી ? એમની શી વલે થઇ છે ? ત્યારે ગવતો બોલ્યા કે—જે કોઇ જાવે જાય તે તેનાં છોકરાનાં છોકરાને ચાવે તેટલું દ્રવ્ય લઇને પાછો આવે, પણ જે ભાવની સાથે લડવા જાય, તે કદિ "પાછો આવે નહિ." માટે તેના ઉપર હવે કોઇએ ચડાઇ કરવા જવાની વાત ઊચારી નથી. અને પિલાજી માત્ર પાછા આવ્યા છે. તે ગુજરાતના ભાગમા હશે.[1]

લશ્કરને ભોમીઓ મળ્યો હોત અને પોતાનુ બળવાન લશ્કર ચારે તરફ ગોઠવીને ઘેરો ઘાલ્યો હોત, તો "એનુ એમજ બે" એવુ થાત અને એના પુષ્કળ લશ્કર આગળ આપણે જીતવુ ભારે પડત કેમકે નાશી છૂટવાનો ક્યાંઈ માર્ગ રહેત નહિ, માટે સિહોર રાજધાનીને માટે પૂર્ણ ઉપયોગી નથી દરિયાઇ સગવડવાળા શહેર વિના વ્યાપારની અઢળક ઉપજ અને જોઇતો સુધારો થતો નથી ઇત્યાદિ વિચાર કરી વડવા ગામ પાસે ખાડીનો લાભ, સુંદર અને ઉપયોગી જગા જોઇ એના મેદાનમા શહેર વસાવવા નિશ્ચય કર્યો જે ઉપરથી ઇ સ. ૧૭૨૩ મા શુભ મુહૂર્ત જોઈ ભાવનગર શહેર વસાવ્યુ.

ભાવનગરની સ્થાપના સબધે કર્નલ વોટસન રહેજ કેફીયતવાળી હકીકત આપે છે "કંઠાજી કદમરાવ અને પિલાજી ગાયકવાડ ખડણી વધારવા મોટા લશ્કર સહિત સોનગઢમા આવેલા અને લાઠીના જીજીબાવા તથા ગારીયાધારના નોઘણજી પાસેથી મોટી રકમ માગેલી જે તેઓ ભરપાઈ કરી શક્યા નહિ એટલે રકમ ભરપાઇ થતા સુધી અટકમા રહ્યા હતા ભાવસિહજીએ મરાઠા લશ્કરના ઉપદ્રવની હકીકત સાભળતાં તેમને લડવાનો વિચાર કરી બમો શરીર સિપાઇઓ સાથે સિહોર છોડયુ, અને મરાઠા લશ્કરને મળીને ખડણી આપવાની વાટાઘાટ કરી પણ માગવામા આવેલી રકમ અતિ મોટી હોવાથી તે આપી શક્યા નહિ, અને તેમને પણ મરાઠા લશ્કર સાથે અટકમા રહેવુ પડયુ પછી લશ્કરે જુનાગઢ તરફ કુચ કરી, અને રાજુલા છાવણી નાખી

"બીજે દિવસે દશેરાનો તહેનાર હતો, અને ભાવસિહજીએ લાઠીના તથા ગારીયાધારના ઠાકોરો સાથે મૈત્રી કરીને એક સકેત ગોઠવ્યો હતો, તેમજ શમીવૃક્ષની પૂજા કરવાને મરાઠા સરદારની અનુજ્ઞા માગેલી જે તેમને આપવામા આવી હતી મરાઠા લશ્કરે તેમની સાથે બે હજાર સવારોનુ લશ્કર મોકલ્યુ હતુ શમી વૃક્ષ પાસે બધા ઉતરી ગયા અને કસુબા કાઢયા મરાઠાઓને ભાવસિહજીની યોજનાની ખબર ન હતી એટલે તેઓ અસાવધ હતા અને ચોમેર ફરતા હતા તેવામા ભાવસિહજીએ પોતાના તેમજ લાઠી અને ગારીઆધારના માણસો સહિત મરાઠા લશ્કર ઉપર છાપો માર્યો તેમાના મોટા ભાગના લશ્કરને કતલ કર્યું અને પોતાના પિત્રાઈ ઠાકોરો સહિત ઉંડના ડુગરમા ગયા ત્યા તેમના વિશ્વાસુ ચારણીઓ રાજા અને આલા તેમને આવી મળ્યા. ભાવસિહજીએ નોઘણજી અને જીજીબાવાને ગારીઆધાર અને લાઠી

જવાની રજા આપી, અને પોતે જેસર થઈને સિહોર આવવા નીકળ્યા. દરમીયાન મરાઠા સરદારોને પોતાનાં માણસોની કતલની અને ભાવસિંહજીના તેમના પિત્રાઈ સહિત નાસી જવાની ખબર પડી એટલે તેમણે સિહોરનો નાશ કરીને ભાવસિંહજીને કેદ પકડવાનો નિર્ણય કર્યો, આ વખતે વીજો ખસીયો લશ્કરને માર્ગ બતાવનાર થયો, અને પોતાના માણસો સહિત તેમાં ભળ્યો. લશ્કરે જેસર પાસે ગરેડના ગાળામાં ભાવસિંહજીને ઘેર્યા. વફાદાર રાજા અને આલા રબારીઓએ ભાવસિંહજીને સિહોર પહોંચી જઈ રક્ષણ માટે ઉપાયો લેવા તથા પોતાને માણસો સહિત લશ્કર સામે લડવા દેવા વિનંતી કરી.

ગરેડનો ગાળો એટલો સાંકડો છે કે બે ઘોડે સ્વારો ભાગ્યેજ એકસાથે પસાર થઈ શકે. ભાવસિંહજી સિહોર તરફ ગયા; રબારીઓ લડવા રહ્યા, મરાઠા લશ્કર ગાળામાં આવ્યું, અને લડાઈ શરૂ થઈ. રબારીઓ બહાદુરીથી લડ્યા અને એકે એક કામ આવી ગયા. ( આ યુદ્ધને કાઠીયાવાડનું થર્મોપિલી કહેવાય છે )

ભાવસિંહજીએ સિહોર જઈ મ્હોટું લશ્કર તૈયાર કર્યું અને કિલ્લા ઉપર તોપો ગોઠવી. મરાઠા લશ્કર તરતજ આવી ચડ્યું અને તુમુલ યુદ્ધ થયું. જો કે તેમાં મરાઠાઓને વિખેરી નાખવામાં આવ્યા છતાં ભાવસિંહજીના લશ્કરની ઘણી ખુવારી થઈ હતી.

આ પ્રમાણે ભાવસિંહજીને વિજય મળ્યો છતાં તેમને લાગ્યું કે વધારે મ્હોટું લશ્કર તેમની સામે પછી મોકલવામાં આવશે અને તેમને બચાવ કરવો મુશ્કેલ થશે. એટલા માટે તેમણે વધારે સુરક્ષિત જગાએ પોતાની રાજ્યધાની ફેરવવાનો વિચાર કરી, ભાવનગરમાં સં. ૧૭૭૯ ના વૈશાખ સુદી ત્રીજને સોમવારે ગાદી સ્થાપી.[1]

---

૧ આ વિશે એક કવિતમાં લખ્યું છે કેઃ—

વીશ બાડમા કજિવૃતાંત સંવત સતરં વૃખે, વદે શેષ ગતમ શતમ આઠ પાય ઓગણ્યાસી વઈસખા સોમપખા ત્રીજઅખા બધે તતં મુહુરતં પંડિતં બોલાય આવીયા લગન, મન મગન ભયા પંડિત ધનધન બનેયા વજેન્દ્ર ઈંદ્રિ ધામ તાકાઈન્દ્ર અમકારી એક મન તત્તતારી નિરધારી હિયામારી ભાવનગ નામ વાકાહે ન વેધા નામ આગામ બોલિયા વિપ્ર ખેધા જે જલંદા તકે મરંદા ખરાબ મલંદા ઝવેર મોતી બુલંદા આપકા મંદ્ર ગુનીમે જુલંદાસીન ગુરંદા ગરાબ

મહારાજા ભાવસિંહજીના અમલમાં રાજ્યવહીવટનું કામ રામજી દેસાઈનો દીકરો વલ્લભજી કરતો હતો. રાજાની પાસે ભાયાતો પણ સિહોરમાંજ રહેતા, અને થાળી પણ બધાની દરબારી રસોડે જ તૈયાર થતી. એકાદ વખત ખોરૂં અનાજ વપરાયું હશે, તેની ફરિયાદ હજુર પાસે થઇ, તે વેળા એક ગઢવી બોલી ઉઠ્યો કે રાજ તો વલ્લભજી મહેતો કરે છે. બાપુને રસોડે ઉચું અનાજ ગેનું હોય ? એ સાંભળતાંજ દરબારશ્રીનો મિજાજ ગયો, અને એકદમ ભાલું લઇને મહેતા પાસે ગયા ને કહ્યું કે "એક મીયાનમાં બે તરવાર સમાય નહિ." માટે તમે કારભાર કરવા લાયક નથી. મહેતો જરા રોફથી બોલવા ગયા એટલે ભાલો મારી ગતઃપ્રાણ કર્યા. આ વાતની ખબર મહેતાના કુટુંબમાં પડતાં સર્વે ઉચાળા ભરી બીજે જવા લાગ્યા. રાજમાતાને ખબર પડતાં તેણે ધીરજ દીધી, અને કહ્યું કે હું બાપુને સમજાવીશ અને તમારે બીજે જવું નહિ. ઘણો આગ્રહ કર્યો છતા જવાનું ફેરવ્યું નહિ ત્યારે બાઈ કહે કે અમે પણ અહીં રહીશુ નહિ. છેવટ સમાધાન કરી વલ્લભજી મહેતાના દીકરાને કારભારની પાઘડી બંધાવી શાંત કર્યા અને ખાનગી કારભાર સોંપ્યો. આ પ્રસંગ પછી દરબાર ભાવનગર રહેવા લાગ્યા, અને સિહોરમાં જૂનાં રાજલોક રહેવા લાગ્યાં.



## પ્રકરણ ૮ મું.



### ભાવનગર સ્થપાયા પછી.

ભાવનગરમા ગાદી થઈ, તોપણ પરદેશના રાજાઓ તો સિહોર ઉપરજ ખંડણી લેવા હલ્લો કરતા જેમ મહારાજા ભાવસિંહજીના વખતમાં કંતાજી અને પિલાજી ગાયકવાડ સિહોર ઉપર ચડી આવેલા, તેમ વિજયી મહારાજા વખતસિંહ ઉર્ફે આતાભાઇ જે વખતે ભાવનગરમાં રાજ્ય કરતા હતા, તે વખતે એટલે ઇ. સ. ૧૭૮૫માં પેશ્વાની વતી ખંડણી ઉઘરાવવા તેનો સુબો શિવરામ ગાર્દી સૌરાષ્ટ્રમા આવ્યો એના વિષે લોકોમાં કહેવાય છે કે—"शिवराम गार्दी, बे महिनाने चार दि" એટલે એ જ્યાં પડાવ નાંખે ત્યાં ગમે તેટલા દિવસ સુધી રહીનેય ખંડણી લીધે છુટકો કરે. એણે ઠાકોર વખ્તસિંહજી પાસે દસ ગણી ખંડણી માગી, અને સિહોર આવવા કહાવ્યું, ઠાકોરે પોતે પોતાના સરદાર ભાદેવાણીને મોકલ્યા અને કારભારી રૂપજી દેશાઇએ કાગળ લખી આપ્યો કે હાલ અમે ખંડણી ભરશું નહિ, અમે ખર્ચમાં છીએ. એ વાત શિવરામે માની નહિ. મોટી ખાઇ પાસે તે વેળા તેનો મુકામ હતો. સરદાર ભાદેવાણી પાછા આવ્યા, ને ઠાકોરને બધી વાત કહી. મહારાજા વખ્તસિંહજી શિવરામનાં વચન સાંભળી ક્રોધાયમાન થયા, અને લડાઇ કરવાને તૈયાર થયા. સિહોર ઉપર શિવરામ આવે, તે પહેલાં પોતે લશ્કર લઈ સામા ગયા ને લોલીઆણા આગળ ભેટો થયો, સામસામું ખૂબ યુદ્ધ મચ્યું અને તેમાં શિવરામની ઘણી ફોજનો ઘાણ નીકળી ગયો. આવું જોઇને શિવરામ બારોબાર ઉંડમરવૈયાનાડમાં ગયા ને ઠાકોર શ્રી વખ્તસિંહજી સિહોર પધાર્યા.

જ્યારે પેશ્વા અને ગાયકવાડ સરકાર વચ્ચે એવી ગોઠવણ થઈ કે સોરઠની ખંડણી પેશ્વાની વતી ગાયકવાડ સરકાર ઉઘરાવીને પેશ્વા સરકારને ભરે, ત્યારે

ગાયકવાડે પોતાનો એક અદ્દભુત યોદ્ધો બાબાજી [1] (જેના નામથી બાબાશાહી રૂપીયા પડતા તે) કરીને હતો, તેને ખંડણી ઉઘરાવવા કાઠીયાવાડમાં મોકલ્યો. સૌરાષ્ટ્ર કે સોરઠ નામ બદલાઇને મરાઠા લોકોએજ આ મુલકને "કાઠીયાવાડ" એવું નામ આપ્યું છે. એ સુબો કડીના મલ્હારરાવને, પાટડીના દેશાઇને જીતીને ગર્વમાં આવ્યો હતો, તેણે ધ્રાંગધ્રા, વઢવાણ લીંમડી, ને સાયલાના રાજાને દંડ્યા, ને મ્હોં માગી ખંડણી લીધી, અને મોરબી, વાંકાનેર જામનગરના રાજાઓ પાસેથી પણ પુષ્કળ દ્રવ્ય લીધું, એટલુંજ નહિ પણ જુનાગઢના નવાબને અને કાઠી લોકોને દંડીને છેવટ સિહોર આવ્યો. તેની ફોજની સામે કોઇ થઇ શકતું નહિ, તેથી તે બોલ્યો કે—આતાએ [2] ઘણો મુલક જીતી લીધો છે, માટે તેના પ્રમાણમાં મારે તેની પાસેથી ધન લેવાનુ છે. તેણે દરબારને હુકમથી કહાવ્યું કે—"તમે ઘણો મુલક જોર જુલમથી લઇ લીધો છે, તેના પ્રમાણમાં ખંડણીના રૂપીયા તુર્ત ભરી દ્યો, નહિ તો તમારો મુલક પાયમાલ કરી બધા ખર્ચ સાથે નાણાં કઢાવીશ. આ વાત નહિ માનો, તો તમારો ખજાનો લૂંટી લેવામાં મને વાર નથી, અને એમ કરૂં તોજ મારૂં નામ બાબાજી ખરો." આ વચનો કાને આવતાં વખતસિંહજીને ક્રોધ ચઢ્યો અને કહાવ્યું કે "મેં જે મુલક તાબે કર્યો છે તે મારી સમશેરથી કર્યો છે, તેમાં બીજા કોઇનો હક નથી. વળી શિરસ્તાથી ઉલટી રીતે ખંડણી માગો છો, તે તમને મળવાની નથી, તમારા મગજમાં દિગ્વિજયનો પવન ભરાઇ રહ્યો છે, તે મારા વિના કોઇ કાઢે તેમ નથી, માટે જેટલું બની થાય તેટલું કરજો. મારી સમશેર તમને ન્યાય આપવા તૈયાર છે." અને લડાઇનો આરંભ થયો.

એક કવિ કહે છે કે, "તોપોના ગડગડાટ થયા, બંદુકોનો વરસાદ વરસવા લાગ્યો, અને વખતસિંહજીના યોદ્ધાઓ જેમ પાંજરેથી વાઘ છૂટે તેમ બાબાજીની સેના ઉપર તૂટી પડ્યા. મરાઠા થાકી ગયા, તેમના શરીરમાંથી લોહીની નીકો વહેવા માંડી, ઘણાનાં માથાં ઉડી ગયાં, ઘણા ઘાયલ થયા, અને કેટ-

---

૧ એ બાબાજી વિષે કહેવાય છે કેઃ—

"બાબા તારી બંગી, કોઈ ન ઝાલે કાન,
ખરી સોતી ખાઇ ગયો, ભડલીવાળો ભાણ"

બાબાજીનું બીજું નામ અનાબા હતું. રાસમાળા પૃષ્ઠ ૧૦૮ ભાગ ૨.

૨ વખ્તસિંહજી

લોકનાં મડદાં ધૂળમાં રગદોળાયાં, બાબાના લશ્કરમાં ભંગાણ પડ્યું, કેટલાક નાશી છૂટવા લાગ્યા, તે ઘાટી ઝાડીમાં ને ડુંગરની ગાળીમાં ભરાયા, ને સિહોરની ધરતી મડદાંથી ઢંકાઇ ગઇ. અને બાબાજી તંબુમાં પેશી ગયો. એટલે તેને મહારાજાના લશ્કરે ઘેરી લીધો. દરબારે ખાસ હુકમ આપ્યો કે કોઇએ તેના ઉપર ઘા કરવો નહિ એટલે એને નજર કેદ જેવો રાખ્યો.

"પાંચ મહિના સુધી તેને નાસવાનો રસ્તો મળ્યો નહિ. તેથી એ સુબો બહુ દુ:ખી થયો. ખંડણીની વાત તો ક્યાંઇ ભૂલી ગયો, ને કઇ રીતે નાશી છૂટવું, તેના વિચાર કરવા લાગ્યો. તંબુ બહાર નીકળી પોતાનું મ્હોં બતાવી શકતો નહિ. એણે સલાહનું કહેણ મોકલ્યું, તેને જવાબ મળ્યો કે "વગર નાણે ભગપાયાની પહોંચ આપની સહીની મોકલાવો, તો છોડીએ." લાઇલાજ થઇને મુગે મોંએ તેમ કરી આપવાથી તેને જવાની આજ્ઞા મળી. ભાવનાં પૌત્રે જે બે દરખાસ્તો કરી, તે તેણે કબૂલ રાખી. તે દંડ ઉઘરાવવાને આવ્યો હતો, પણ ઉલટો દંડ આપવો પડે એવો ગોહેલ દરબાર તેને મળ્યો. કેમકે અઢી લાખ લઇ જવાને બદલે પૂરા પાચ લાખ બેઠા" પછી બાબાજી વડોદરે ગયા. અને ભાવનગર સામું ન થવા સલાહ મળી. આ સંગ્રામથી મહારાજા વખ્તેશની બહાદુરીનાં મરાઠી રાજ્યમાં ભારે વખાણ થયાં. અને ગાયકવાડ સરકારે એક વખ્ત (ઇ. સ. ૧૮૧૨) વડોદરે બોલાવી ભારે સન્માન કર્યું.

શહેર સ્થપાયા પછી તેનો વિકાસ અને સમૃદ્ધિ ધીમે ધીમે જ થાય. અને ભાવનગરની સ્થાપના પછી તેને રાજધાની ઠરાવ્યા પછી પણ છેક મહારાજા વિજયસિંહજીના વખત સુધી સિહોરમાં રાજકુટુમ્બનો તેમજ પ્રસંગોપાત રાજાઓનો વસવાટ રહ્યો હોય તેમ માલૂમ પડે છે. ચિત્તળના ઘેરાનાં[1] ચિત્રો ભાવનગરના રાજમહેલમાં ચિતરાવવાને બદલે સિહોરના મહે-

૧ ચિત્તળનો ઘેરો એ ભાવનગરના ઇતિહાસમાંનાં મોટામા મોટા યુદ્ધમાંનું એક છે. મહારાજા વખતસિંહજી પાસે કાઠીઓ દરેક વખત હારેલા એટલે તે કાઠીઓની આંખમાં ખૂંચતા હતા. તેટલા માટે કુંડલાના ખુમાણો, આસપાસના ખસીયાઓ, જેતપુર અને ચિત્તળના વાળાઓ, જસદણના ખાચરો વગેરે ચિતળ એકત્ર થયા અને પાળીયાદના થબાભુ, ચોટીલાના રામાભુ અને ગઢડા બોટાદના ગોદડકા બધાને નિમંત્રણ થયું તેમાંથી ઘણાખરા આવ્યા ચિત્તળમાં આ તૈયારીઓ થવાની ખબર વખતસિંહજીને પડતાં તેમણે વળા અને લાઠીના ગોહેલો તેમજ કેવાણી, વાચ્છાણી ગોવિંદાણી વગેરે ગોહેલો અને ગોવાળીયા કાઠીઓ (જેમની

લમાં ચિતરાવવામાં આવ્યાં છે તે ઉપરથી ભાવનગરના રાજમહેલ કરતાં સિહોરના રાજમહેલને વધારે મહત્ત્વ આપવામા આવતું હતુ એવું અનુમાન થઈ શકે છે.

સિહોર ઉપર તે જનાં પાલીતાણાના ઉનડજી ગોહેલની નજર ચોટી હતી. કેમકે તેની માન્યતા એવી હતી કે તેના વડવા કાંધાજીને એ મળ્યુ હોત જો વિસોજી ( વખતસિંહજીના વડવા ) વચ્ચે ન આવ્યા હોત તો. તેણે બારવટે નીકળેલા ખુમાણોને ઉત્તેજન આપ્યુ અને વખતસિંહજી સામે મદદ આપવા કબૂલ કર્યું. અને થોડા સમયમા મોટુ લશ્કર તૈયાર કરી ટાણા ઉપર ચઢાઈ લઈ જવા નિર્ણય કર્યો કે જેથી ત્યાથી સિહોર ઉપરનુ આક્રમણ સરલ બને. દરમિયાન વખતસિહજીને આ યોજનાની ખબર પડી. તે વખતે ખર્ચ કમી કરવાના હેતુથી તેમણે લશ્કર ઓછુ કર્યું હતુ છતાં જેટલુ બની શકે તેટલુ લશ્કર લઇ તે સિહોર આવ્યા.

ઉનડજી ગોહેલ પાલીતાણાનુ લશ્કર લઈ આવતા હતા પણ તેમના પુત્રને દુઃસ્વપ્ન દેખાવાથી તેમને પાછા બોલાવી લીધા અને લશ્કર સરદાર વિના આગળ ચાલ્યુ. પાલીતાણાના લશ્કર કરતાં વખતસિહજીનુ લશ્કર ઘણુ ઓછુ હતુ એટલે તેમને પોતાને મોખરે ચઢવાની બીજાઓએ ના કહી પણ રાયમલજી કરીને એક શરીર ગરાસીઆની સરદારી નીચે લશ્કરને સામે મોકલવામા આવ્યુ. લડાઈ શરૂ થતા જ એક આગેવાન ખુમાણ કાઠી મરાયો, એટલે બીજા કાઠીઓ લડવાને બદલે ઘોડા ઉપરથી ઉતરી જઇને તેનુ શબ લઇ

હકીકત હવે પછી આવશે ) તે સર્વને એકત્ર કર્યા અને કાઠીયો તૈયાર થાય ત્યાર પહેલાં જ તેમની ઉપર હલ્લો લઇ જવાનું ઉચિત ધારી ઇ સ ૧૭૯૩ મા ચિતળને ઘેરો ઘાલ્યો આ નિડરતાથી કાઠીઓ જેઓ હાથોહાથ લડાઇમા જ હુશીયાર હતા તેમને બ્હીક લાગી કેમકે કિલ્લેબંધ જગ્યામાં અંદર રહી રક્ષણ કરવામા તેઓ પ્રવિણ નહોતા એટલે ચિત્તળમા ભેળા થયેલા ભાઇઓ ધીમે ધીમે છૂટા પડવા માંડ્યા અને ચિત્તળમા ઘણા થોડાં માણસો રહ્યા એટલે વખતસિંહજીએ ચિતળ સર કરીને કુંપા વાળાના ભાઇ ભાયા વાળાને કેદ કર્યો, કુંડલાવ સુધી વખતસિંહજીએ કાઠીઓનો પીછો પકડ્યો કુંપો વાળો જેતપુર ગયો, વાજસુર ખાચર જસદણ ગયો. વખતસિંહજીએ ત્યાર પછી સણોસરા લીધું ત્યાર પછી ગઢડા અને બોટાદ જઈ ત્યાંના કાઠીઓને સર કર્યા, પછી જસદણ જઈ વાજસુર ખાચરને ભગાડ્યો, અને પછી વિજય મેળવી પાછા ફર્યાં આ વિજય સ્વારીનું ચિત્ર સિહોરના મહેલમા છે.

જવાની તજવીજમાં પડ્યા. આ ભૂલનો લાભ લઇને રાયમલ્લજીએ પોતાના બધા દળ સહિત હલ્લો કરીને કાઠીઓને વિખેરી નાખ્યા, અને પાલીતાણાનું લશ્કર પણ તેમના સરદારની ગેરહાજરીને લીધે તથા કાઠીઓનો આવો ફેજ જોઇને નાહિંમત થઈ નાસી ગયું. (ઇ. સ. ૧૭૬૪)

આ લડાઇ પછી સિહોર આગળ મોટું યુદ્ધ થયું નથી, કેમકે દેશની ખંડણી ઉઘરાવવાનું કામ વાકર સાહેબના કરાર (ઈ. સ. ૧૮૦૭-૮) પછી અંગ્રેજ સરકારના હાથમાં આવ્યું હતું. તેમણે ન્યાય, સલાહસંપ અને બુદ્ધિબળથી એ બાબત ચોક્કસ ઠરાવો કરી નાંખ્યા હતા. તેથી બધા મુલકમાં ને સિહોરની વસ્તીમાં શાંતિનું સામ્રાજ્ય મંડાયું. ને નવી પ્રજાના સુધારા પ્રમાણે રાજ્યોમાં નવી શૈલીએ રાજવહીવટ દાખલ થયા. તેમજ લુચ્ચા, ચોર, ચાડીયા, ચારીઆનું જોર નરમ પડ્યું. રાજ્યમાં પરસ્પર હદ શીમાડા હદ વગેરે પણ સરકારે મુકરર કરી દીધા, ને બારવટીઆનાં જોર પણ ઇંગ્રેજી વાવટાને લીધે નરમ પડી ગયા.

આ પ્રમાણેની સ્થિતિ દેશમાં થતાં આ ભાવનગર રાજ્યમાં વહેલા સુધારા થયા. ઘણા સુધારાનું પહેલું માન ભાવનગરને છે. તેઓના વડવા મહારાજા શ્રી ભાવસિંહથી આરંભીને આજ સુધી ખંભાતના અખાતના વેપારને ભારે સહાય કરી છે, અને એથી અંગ્રેજ કમ્પનીને અણગણ લાભ થતાં બહુ સારી મિત્રાચારી થઇ. કર્નલ વૉકર લખે છે કેઃ—"ગોહેલ ઠાકોરોનો ઉત્તમ વિચાર અને રાજનીતિનો એક દાખલો આપની વખાએ જાણવા જેવું પ્રમાણ એ છે કેઃ—ગોઘાનું બંદર જે વેગા પેશ્વા સરકારના તાબામાં હતું, તે રાજકારને વહાણો ભાંગવાથી ગોલનો માલ કબજામાં આવે તેની અને મોટાં વહાણોની દર વર્ષ ઉપજનું સાધન થઇ પડતું હતું. અને ગોહેલના તાબામાંના કિનારા ઉપર સર્વ ઠેકાણે તેમનું રક્ષણ થતું હતું. અને વ્યાપારીઓને તેમનુ જે હોય તે પાછું આપવામાં આવતું હતું.[1]"

---

૧ એજ પ્રમાણે મહારાજા નોખડાજી ગોહિલે પણ પીરમબેટમાં રહી ચારે બાજુએથી ચોર લુટારાનું જોર નરમ કરી, વસ્તીના વેપારને ઉત્તેજન આપી યોગ્ય કર લીધેલો તથા દેશની આબાદી કરેલી. બંદર કાંઠો બધો ખંભાતના અખાતના છેક કિનારા સુધી નિષ્કંટક કરવામાં ભાવનગરના મહારાજાની પરંપરાથી કીર્તિ ગવાય છે. અને તે બાબત નામદાર અંગ્રેજ સરકારે પણ પ્રસંગવશાત્ ઘણો સંતોષ બતાવ્યો છે.

ભાવનગરમાં ગાદી થઇ ત્યાર પછી બાબાજીએ સિહોર ઉપર હલ્લો કર્યો હતો. એ સિહોરના ઇતિહાસનો આજ સુધીનો છેલ્લો રાજકીય મહત્ત્વનો બનાવ છે. ત્યાર પછીથી આજ સુધી સિહોર ભાવનગર રાજ્યના એક મહાલ તરીકે રહ્યું છે, અને ભાવનગરના રાજાઓનો ઇતિહાસ તેજ સિહોરનો ઇતિહાસ રહ્યો છે.

પાટનગર ભાવનગર બન્યું ત્યારથી સ્વાભાવિક રીતે તે શહેર પ્રત્યે જનતા તેમજ ઇતર વર્ગ કુદરતી રીતે આકર્ષાય તેથી સિહોરનું મહત્ત્વ જે ભાવસિંહજી સુધી મુખ્ય હતું તે પછીથી ગૌણ બની ગયું

ભાવસિંહજી અને ત્યાર પછીના રાજાઓનો ઇતિહાસ આકર્ષક, પરાક્રમોથી ભરપૂર અને રસિક છે છતાં સિહોરની હકીકત સાથે તેને સીધો સંબંધ નથી એટલે સિહોરના ઇતિહાસનું પ્રકરણ અત્રેજ સમાપ્ત થાય છે.



## પ્રકરણ ૯ મું

### વિખ્યાત પુરુષો

પ્રથમ પ્રકરણમા કહ્યું છે કે સિહોરના રાજમહેલના ત્રીજા મજલા ઉપરની એક મેડી ઉપર ચિત્રો[1] છે. ભુજનગરનો કોઇક કારીગર વખતસિંહજી મહારાજા પાસે આવેલો ત્યારે તેમની ચિતાળીની જીતનાં અને વિજય સ્વારીના ચિત્રો તેની પાસે કઢાવેલા એ ચિત્રો ઉપર નામ પણ લખાવેલાં છે. એટલે તે સમયમા રાજ્યદ્વારે પ્રતિષ્ઠિત પુરુષો કોણકોણ હતા તે જાણવાનું

[1] આપણા દેશમા જયપુરનાં ચિત્ર વખણાય છે ભાવસિંહજી પહેલાએ જયપુર વસ્યા પછી ત્રીજે વર્ષે એટલે ઇ. સ ૧૭૨૩ માં ભાવનગર બાંધ્યું. અને બંદરના દરવાજા આગળ ખાતમુહૂર્ત કર્યું શહેરના મધ્ય ભાગમા દરબારગઢના સુશોભિત મહેલો કરાવ્યા, ને તેમાં ચુનાગચ્છીવાળી ભીંતો ઉપર સુંદર ચિત્ર ચિતરાવ્યાં. આ વખતે જયપુરના ચિતારાઓ પોતાની કારીગરીનાં ચિત્રો લઇ આવતા દેવાલય, રાજમહેલ, સદ્‌ગૃહસ્થનાં મકાન અને પુસ્તકાદિમાં ચિત્રો તૈયાર કરાવવામાં આવતા. સાધુ અને ધર્માચાર્યો, મોટા રાજાઓની છબીઓ ઘણે ભાગે આબેહૂબ ચિતરનારા મળી આવતા અને ઠેઠ ચીનથી પણ ચિત્રકાર ભાવનગર સુધી આવીઇનામ લઇ જતા મહારાજા વિજયસિંહજીની છબી કોઇ ચીના ચિત્રકારની કલમ છે એમ કહેવાય છે વળી કપડાં પર હાથી ઘોડા ને વાઘનાં ચિત્ર પાડી જાજમો તૈયાર કરવી, ભરત ભરવાને રેશમી કપડા પર આળેખ કરાવવો, પાગી (ભણવાની)ની પછવાડે ફૂલ હાથી કે અશ્વનાં ચિત્ર કરવાં એ પરિચિત હતુ દશાવતારનાં, મહાદેવજીનાં ને ગણપતિ વગેરેનાં ચિત્ર પણ તૈયાર થતા. લહીઆ જેમ સારા અક્ષર લખે તેમ પુસ્તકમાં જરૂર પડે ત્યાં ચિત્ર મૂકતા, અને જન્મોતરીમાં રાશી તથા ગ્રહોનાં રંગદાર ચિત્ર કરાતાં. પંચાગમા ઉદ્યોગના—હળ, સાંતી, ચાચોડો, કલશી વગેરેનાં ચિત્ર મૂકવામા આવતાં તેમજ ઘરમાં વિવાહ વખતે ગોત્રજ કઢાડે છે તેનાં અને નાગપાંચમને દિવસે નાગ, ઘોડીઉ, વ'લોણું, કાચબી કચોળુ' વગેરે ભીંતે કે પાટલા ઉપર ચિતરવાની રીત છેક હમણા સુધી પ્રચલિત હતી એનું શિક્ષણ આપવાની ખાસ શાળાઓ નહોતી, તોપણ જેને ચિત્ર કાઢતાં આવડે, તે ચતુર પુરૂષમાં ગણાતો એટલે સારા લેખક



મહારાજા વખતસિંહજી
સિહોર રાજમહેલનુ ચિત્ર



મહારાજા વિજયસિંહજી

[પૃષ્ઠ ૬૫ સામે

સરલ થઈ પડયું છે. અત્ર વિખ્યાત પુરુષોની જે તવારીખ આપવામાં આવે છે તેમાં બધાજ વિખ્યાત પુરુષોનો સમાવેશ થતો નથી પરન્તુ એ ચિત્રમાં જેટલા છે તેટલા વિશેજ ઉલ્લેખ છે. એટલુંજ નહિ. પરન્તુ તે કાલ પહેલાંના તેમજ પાછળના પુરુષોનો પણ આમાં સમાવેશ કરવામાં આવ્યો નથી. કેમકે તેમને સીધી રીતે સિહોર સાથે સંબંધ નથી.

**કુમાર વિજયસિંહજી** ( પાછળથી ઠાકોરશ્રી ) [૧]વિજયસિંહજી મહારાજનો જન્મ ઇ. સ. ૧૭૮૦ ( સંવત ૧૮૩૬ ) નો શ્રાવણ વદ ૮ ગોકુળ આઠેમને દિવસે થયો હતો, તેથી બાળપણથી લોકો એમને "કનૈયો"

---

એ. તરફ પોતાની કલમને ઝુકાવવા યત્ન કરતો. એક તરેહનો નમુનો જોઇ તેની નકલ કરી શકનાર વગર સમજ્યે તેવો આળેખ કરી શકતા એક આંખનો હાથી કે ઘોડો, ઉંચી ડોકનો મોર, કે સીધી ચાંચનો હંસ ચીતરી શકે. પણ જરાક સ્થિતિ ફેરવાળી આકૃતિ નજરે જોઇને કાઢવાની તેઓમાં શક્તિ હોય નહિ. એવા ચિતારા ઘણા મળતા. કોઇ કોઇ શિક્ષક પાટીની જગ્યાએ સ્લેટ દાખલ થઇ ત્યારે તેમાં ચિત્ર કઢાવી પોતે તેની નકલ કરતા. ને આકાર ધ્યાનમાં રાખી મેળે ચીતરતા. વળી આકૃતિઓ કેમ કાઢવી તેની સૂચનાઓ પણ ધ્યાનમા રાખતા. જેમકે મુખાકૃતિ કરવી હોય તો એક ગોળ મીડું કરી તેમાં ત્રણ ટપકા મૂકવા એટલે મુખ થયું. પક્ષી કરવું હોય તો એવા ગોળાકારને આંખ અને ચાંચ કહાડે તો પક્ષીનું મુખ બને. આમ માત્ર ભણનાર વર્ગ બ્રાહ્મણ કે વાણીયા શીખતા. પછી જેને કુદરતી શક્તિ હોય ને એ ધંધા ઉપર પ્રીતિ લાગી જાય, તો તે ચિત્રકાર નીકળતા આવા ચિત્રકારો ઘર રંગવા, ભીતો ઉપર રંગદાર ચિત્રો કરી આપવાં ઇત્યાદિ કામ કરતા જે મહારાજાએ તળાજા મહુવા કુંડલા, રાજુલા અને લીલીઆ વગેરે પરગણાં જીતી ભાવનગરનો મુલક વધાર્યો, તેના સામર્થ્યનું ભાન કરાવનાર એ "ચિત્રલિપિ" છે. તેમાથી સૈનિકોની રીતભાત, બળ, પોશાક હથિયાર અને જુસ્સો તેમજ યુદ્ધકળાના અક્ષરો વંચાય છે

૧ એમનામાં ક્ષમાનો ગુણ બહુ પ્રખ્યાત હતો એક કણબણે ગાળો દીધેલી તે પોતે સાંભળી અને પૂછયું કે તું કોને બળે આટલું બધું બોલે છે? તો કહે કે વજેમહારાજ મોતીયુંવાળો તેં ભાળ્યો નથી એને ખબર પડશે, તો તારી શી વલે થશે? એવામાં એ બાઇનો વર આવી પહોંચ્યો, તેને સ્રીએ વાત કરી, તેથી ધણી ખૂબ ખીજ્યો ને કહ્યું એ પંડજ વજે મહારાજ છે. દરબારે કહ્યું કે—એ બાઇ અજાણ હતી તેમજ મારા ઉપર વિશ્વાસ હતો એમ મેં પ્રથમથીજ જાણ્યું છે, માટે હું એને આજથી મારી માનેલી બ્હેન ગણું છું, અને તેના વરને ઘુઘિતનો પટેલ બનાવું છું.

કહેતા. એમના જન્મ પછીથી મહારાજાને દરેક સ્થળે વિજય મળ્યો હતો, તેથી તેમની નગીનદારીનાં લોકોમાં ભારે વખાણ થતા હતાં. જુવાન વયે સુંદર ખીલેલો ચ્હેરો, મોટી આંખો, અને કાળા ભેજ લાંબા થોભા અને મુછથી એમની મુખાકૃતિ તેજદાર અને મનોહર દેખાતી હતી. એમની છબી એક સુંદર કારીગરે રંગદાર બનાવીને રજુ કરી, તે દરબારશ્રીને પસંદ પડ્યાથી એના જેવો રંગ પૂરાવીને અનેક પ્રતિકૃતિઓ થઇ હતી ને આ તરફના રાજદરબારોમાં અને ગૃહસ્થોના ઘરમાં તેના તખ્તા ગૃહ-શણગાર માટે ખાસ લેવામાં આવતા.

આ મહારાજાને મોટી લડાઇઓ લડવી પડી નથી, કારણ કે સરકારે દેશમાં સલાહસંપ રખાવવાનું માથે લીધું હતું. એટલે અણધારી ચડાઇ કોઇ કરે તેમ નહોતું. તોપણ કુંડલાના ખુમાણો અને મહુવા પરગણાના બસી-આઓ મુલકમા ઉપદ્રવ કરતા તેમને હઠાવવામાં આ મહારાજાએ ઘણી બહાદુરી વાપરી હતી. પોતાના કારભારી સેવકરામ દેશાઇને અને મહેતા જેઠા હરખજીને સમાધાન કરવા કહેતું, ને તે પ્રમાણે ન માને તો કાળુભટ્ટી ને જમાદાર માજીને લડાઇ કરી હઠાવવા યોજના કરી હતી. પ્રથમ તો એ લોકો સમજ્યા નહિ પણ મહારાજાએ તેમને ખૂબ હંફાવ્યા, ને પકડ્યા. આથી ખુશ થઇ કર્નલ બાર્નવેલે ખુમાણોને સમજાવ્યા અને છેવટ ઇ સ. ૧૮૨૮ મા પોલિટીકલ એજંટ માર્ફત સમાધાન થયું.

આ મહારાજાએ સરકારી મોશલ ઉઠાવ્યા, શાહુકારોનું લેણું ચૂકવ્યુ, જુનાગઢ સાથે કેટલાક ગામનો તકરાર બધ પાડ્યો, લશ્કરના આરબોનો પગાર ચૂકવ્યો, અને ૧૧૬ ગામની દિવાની ફોજદારીનો અખત્યાર કપની સરકારે લીધો હતો તે ઉગાવવા વિલાયત અરજ કરી, જેમાં પાછળથી ફતેહ મળી. એ પ્રમાણે રાજ્યવ્યવસ્થા કરી હતી. ઉપરાત તેઓ સાહિત્યના શોખીન હતા, વિદ્યાવિનોદ માટે દર બુધવારે વિદ્વાનોની અને ભાટ ચારણોની કચેરી[1] કરતા અને સારા કવિને ઇનામ આપતા. પ્રખ્યાત એ. કે. ફાર્બસ સાહેબને ઘણી ઐતિહાસિક હકીકત પૂરી પાડેલી.

ક્ષમા, દયા અને ઉદારતાથી એમની કીર્તિ બહુ વધી હતી, એમના વખતમા સહજાનંદ સ્વામી ગઢડે આવીને દાદા ખાચરના દરબારમા રહ્યા.

---

૧ ભાવનગરના દરબારમાં હજી પણ જ્યાં આ સભા ભરતી તે સ્થાન દેખાડવામાં આવે છે.

અને એ પરગણું દરબારના તાબાનું હતું. તેથી મંદીર કરવાની રજા લેવા, ને ધર્મબોધ કરવા ભાવનગર પધાર્યા, ત્યારે તેમનું બહુ સન્માન કર્યું.

મહારાજા વિજયસિંહજી ઘણી રાણીઓ પરણ્યા હતા. તેમાં મૂળીવાળાં પરમાર રાણી નાનીબા માનીતાં હતાં, તેમના કુંવર અખુભા, નારૂભાને લાખણકા અને બીમકાદમાં ગરાસ આપ્યો હતો. પણ પાટવી કુંવર તો ભાવસિંહજી (જેને દાદો કુંવર કહેતા.) નામે હતા, તે પોતાની પાછળ ચાર પુત્ર મૂકી મહારાજા શ્રી વિજયસિંહજીની હયાતીમાં જ સ્વર્ગવાસી થયા હતા. એ ચાર કુંવરનાં નામ ૧ અખેરાજજી, ૨ જસવંતસિંહજી, ૩ દેવી સિંહજી, અને ૪ રૂપસિંહજી. ઠાકોરશ્રી વિજયસિંહજી સન ૧૮૫૨માં ૭૨ વર્ષની ઉમરે કૈલાસવાસી થયા. તેમણે ઘણાં લોકોપયોગી અને ધર્મદાનનાં કામ કર્યાં છે. વસ્તીના લોકોની ફરિયાદ જાતે સાંભળી ઇન્સાફ દેતા. પોતે પરમવિવેકી હતા. તેમની વિવેકી રીતના વખાણ થાય છે. પોતાના હુકમની દરેક ચીઠી કે કાગળ ઉપર મોહોર (સિક્કો) કરાવીને જ મોકલતા. અને લોકોમાં હળી મળી કામ લેતા તેથી વસ્તીનો ઘણો સંતોષ પામ્યા હતા, એઓ રાજ્યની આબાદીમાં ને ઉપજમાં વધારો કરી અંગ્રેજ સરકારની રાજ્યપદ્ધતિ પ્રમાણે ન્યાય નીતિથી વર્તતા અને સરકારમાં પણ ઘણું માન પામ્યા હતા.

**જમાદારો તાલબ, સાલેભાઈ અને અબ્દુલ હબીબ:—**[1]એ ત્રણ ભાઇઓ તે નાસર જમાદારના દીકરા હતા. તેઓના તાબામાં સઘળા આરબો એક દિલથી, નિમકહલાલીથી નોકરી કરતા હતા. મહુવામાં થાણું મૂકાયું તેમાં એ મુખ્ય હતા.

તાલબ જમાદાર દેખાવડો, કાબુવાળો અને માનીતો હતો. એની આગળ આરબની બેરખ ચાલતી. અને તેને છડી ચામર મળેલાં હતાં. એ આરબો અસલ અરબસ્તાનના રહેવાશી હતા, તેમની એક ટુકડી આ દેશમાં આવેલી. તેના મુખી નાસીર જમાદારને મહારાજા વખ્તસિંહજીના વખતમાં રાખવામાં આવેલા. તે અગાઉ આરબો નોકર રહેતા, પણ ઝાઝો ઉપયોગ તેમનાં બહાદુરીનાં કામથી ઇ. સ. ૧૭૫૦ પછીથી થયો છે. એમને ગેકડો પગાર વર્ષે ચૂકવાતો, અને મોદીખાનેથી સીધાં અપાતાં. હુશિયાર અને કદરદાન સર-

---

૧ એ અબદુલ હબીબ માટે કહેવાય છે કે—

"સાતે સાવજ સામટા હુકે, તેમાં હુકે એક અબદુલ હબીબ
ઓણે કાદીના પોદી કર્યા, એની શી કરવી તબીબ ?"

ગામ આબાદ રાખેલાં. સર્વૈયા ગરાસીયા અને કાઠીઓનું જોર નરમ પાડેલું. તેમને હરાવેલા અને વાળાકમાં ભાવનગરની સત્તા વધારવામાં સામેલ રહેલાં. જગાભાઈ માટે કહેવાય છે કેઃ—

[1]દુહો

ધજ્જ ફરકે ધરમરી, આવે વરણ અઢાર,
તળાજે વાળો તપે, જસ જીતણ જગમાલ. ૧

વાળા જગાભાઇએ ચીતળની લડાઈમાં દેવાણી ( પડેભામના ) કીકાભાઇને સાથે લઇ હલ્લો કર્યો. પોતે ટુકડી લઇ તૂટી પડી જય મેળવ્યો.

**કારભારી રૂપજી દેશાઇ**—એઓ ગોઘાવાળા દેશાઈ કુટુંબના પ્રખ્યાત નાગરગૃહસ્થ હતા. તેમના પિતાશ્રીનું નામ વાઘજી દેશાઇ.[2] આશરે ૪ાા સૈકાથી બાદશાહીસરીના લેખપત્રથી દેશાઇગીરી મળેલી અને દેશાઈગીરી બદલ અમુક હક તેમજ ગરાસ પણ મળેલો. મુસલમાની રાજ્ય બદલાયા પછી પેશ્વાના વખતમાં ગોઘા બંદર મરાઠાને હાથ ગયું તે વખતે ભાવનગરની ગાદીએ અખેરાજજી ( ભાવસિંહજીના પુત્ર ) હતા. તેમણે એ પેશ્વાને ઘણી મદદ કરેલી, અને ગોઘા જીતવામાં સહાય કર્યાથી રાજાને અમુક હકપણ મળેલા. તે વખતથી દેશાઇ કુટુંબને ભાવનગર દરબાર જોડે વિશેષ પરિચય થયો, અને ભાવનગર મોટે ભાગે રહેવા માંડ્યું. અને અત્યાર સુધીમાં એમના કુટુંબમા પ્રખ્યાત ઘણા પુરુષ થયા છે. દેશાઇ રૂપજી મહારાજા વખ્તસિંહજીના કારભારી હતા. યુદ્ધકલામા નિપૂણ અને દરેક લડાઇમાં આગેવાની ભર્યો ભાગ લેતા હતા. પગે જરા ખોટ હતી, પણ ઘોડે ચડવામાં, દોડ કરવામાં, અને કલમ ચલાવવામાં ક્યારા નહોતી. "કલમ, કડછી અને બરછી" એ

---

૧ ધર્મની ધજા ફરકે છે, ને અઢારે વર્ણ ( દાન લેવા કે મદદ લેવા ) આવે છે. જસનો જીતનાર જગોવાળો તળાજે તપે છે—રાજ્ય કરે છે.

૨ વાઘજી દેશાઇ પોતાની સનદો બતાવવા પૂણે બાજીરાવ પેશ્વા પાસે ગયેલા, તે વખતે પૂણામાં તેમને એક પવિત્ર અને બટુકના ઉપાસક બ્રાહ્મણની મુલાકાત થએલી. વિપ્રે જાણ્યુ કે આ કોઇ ખાનદાન કુટુંબનો ગૃહસ્થ છે. તેથી વખતો વખત દર્શનને વાતચિત થતી હતી. એક વખત દેવનાં સાક્ષાત દર્શન અપાવવાને ગુરુમહારાજે બોલાવ્યા, પણ જરાક મોડું થવાથી પાછળના શરીરના દર્શન થયાં. એટલે વિપ્રે કહ્યું કે તારી પાછળના વંશજો પરાક્રમી ને સંપત્તિવાળા થશે. અને ખરેખર તેમના વંશજો સુપાત્ર નિવડ્યા તે આને પ્રતાપે એવી માન્યતા છે

નાગરનાં સાધન ગણાય છે. એ બધે બાબતમાં પૂરા હતા એઓ ચીતળની લડાઇમાં આગળ પડીને લડ્યા છે. દુશ્મન તેમનાથી ડરતા, અને રાજાનો જમણો હાથ હતા. માત્ર લડાઇથી જ સેવા બજાવતા, એમ નહિ પણ કોલ-કરાર કરાવવા, મુલકગીરી ઉઘરાવવી, ખજાનો ભરપૂર રાખવો, નાણાંની છૂટ રખાવવી અને ભવિષ્યમાં લાભ મળે એવી ગોઠવણ કરાવવી એ બધું પોતાના બુદ્ધિબળથી કરતા. ચીતળની લડાઇ વખતે ફિરંગી ગોલંદાજને પોતે પડકારીને ગોળા ફેંકાવતા હતા. એક વાર તો કહે છે કે ગોલંદાજનું કામ પણ બજાવ્યું હતું. એ વખતમાં દેશનું સંરક્ષણ કરવું, એ અર્થે પ્રાણાર્પણ કરવું અને નિમકહલાલીથી રાજસેવા કરવી એ ખરા મુત્સદ્દીનું કર્તવ્ય મનાતું હતું. એમના વિશે એક કવિ કહે છે:—

नमित सकल भूपः कामरूपः प्रतापी ।
दलित सकल पापी मान शौर्य प्रचंडः ॥
सुकृत कारण दंडो मंडिता शेष खंडो ।
द्विजगण मणिमाळा नायको रूपनामा ॥ १ ॥

विमल बहु यशांसि क्षीर सिंधो पयांसि
जयति विगत पापं स्थापयित्वा प्रतापं ॥
वितत विमल वंशः पुत्र पौत्रादि रत्नै ।
हरिपद अनुरागी रूपजित्संत्रभूव ॥ २ ॥

ગાદી (ભાવનગર દરબારની એ પ્રથમ ગાદીનું શહેર હતું) એ નોંધ વગર નાખ્યાં વાપર્યાં.

જ્યારે સિહોર ઉપર બાબાજી ચડી આવ્યો, ને તેને હરાવ્યો, ને પાંચ મહિના સુધી તંબુમાં રહેવું પડ્યું, ત્યારે પણ રૂપજી દેશાઈએ બહુ બહાદુરી કરી હતી, તે વિષે દુહા છે કેઃ—

આવ્યો ત્યાં આવે નેં, દખણી દોડ કરે;
સિહોરને સીમાડે, રાખ્યો બાબો રૂપડા ૧

તે નાગર નચાવીઓ, સુબો સાંજ લગે,
બાબો બંદુકે–રોકી મૂક્યો રૂપડા. ૨

દક્ષિણી બાબાજી હોશ કરીને આવ્યો આવી શકે નહિ. એને સિહોરના સીમાડા બહાર હે રૂપજી તેં રોકી રાખ્યો.

હે રૂપજી નાગર! તેં સાંજ લગી સુબો નચાવ્યો. મતલબ કે આમ તેમ ગયો, પણ બાબાને ફાવવા દીધો નહિ. બંદુકના ધડાકાએ બાબાને રોકી મૂકયો. (સિહોર નજીક આવવા ન દીધો.)

મહારાજાશ્રી વખ્તસિંહજી ચીતળ જીતવા ગયા, ત્યારે રજપૂતોના સેનાપતિ ભાદેવાણી અને ઇતર હિંદુના સેનાપતિ વાઘજી દેશાઇના પુત્ર રૂપજી હતા.

"લગડો ધર લેવા, ચાલ્યો ચોમલીઆ તણી.
હાથ ગુદાર હુવા, વેરી વાઘમ રાઉત. ૧
સલડી સિહોરા તણી, જો તું ઉભે જાત,
એ વાતો વંચાત, જો રાજવીએ રૂપડા. ૨
"ઘોઘારી ઘોઘાતણા, ઉનાગર અંગે
નાગર સોરઠ નંવ રૂડી દીસે રૂપડે." ૩

ચોમલાવાળાની ધર પૃથ્વી લેવાને લગડો (રૂપજી) ચાલ્યો તેથી ચોમલાના હાથ એ હાથ થયા, કેમકે તેનો વેરી વાઘજીનો પુત્ર હતો. સિહોરના રાજની સલડી (ગામ) હતી, તે તારી હયાતીમાં બીજાના તાબામાં જાત, તો એમ કહેવાત કે રૂપજી દેશાઇ હાજર નહિ હોય! મતલબ કે તું જ્યાં હાજર હોય ત્યાં ફતેહજ થાય. ઘોઘારી નાગર ઉનાના નાગર અને નવ સોમના સોરઠમાં બીજા જેટલા નાગર છે, તે રૂપજીથીજ રૂડા દેખાય છે. મતલબ કે તું- "ઉજળે સૌ ઉજળા છે,"

**વજીર દેવાજી ઉર્ફે ભા'દેવાણી.** ભાવનગર રાજ્યના ભાયાતોમાં દેવાણી અને વાજાણી કુટુંબ સૈનિક સહાયક તરીકે પ્રખ્યાત છે. મૂળપુરુષ દેવાજીના વિસ્તારમાં ભા'દેવાણી થયા. એમનું નામ પણ દેવાજી હતું, તેથી તેમને સૌ "ભા" કહેતા હતા. જેના નામથી "ભાદેવાણીની શેરી" અને "ભાનો દરબાર" ઇત્યાદિ સ્મારક સ્થળો ભાવનગરમાં છે. એમણે રાજ્યહિતમાં દરેક વખતે ભાગ લીધો છે. સેનામાં પોતાના એક લોહીઆ લડવૈયાઓનું લશ્કર રાખતા. પ્રતિભાશાળી હોવાથી પ્રતિષ્ઠા બહુ મેળવી હતી. લડાઇ ન હોય તેવે વખતે વજીરાતનું કામ કરતા. તેમના વંશજો એ દરજ્જો સાચવી શક્યા, તેથી આજે પણ વજીરનું પદ બોલાય છે. જેમકે જેમાભાઈ વજીર, હરિસિંહજી વજીર, વગેરે. તેમના પુત્ર વજીર શ્રી હરિસિંહજી નેકનામદાર મહારાજા સર તખ્તસિંહજીની સમાન વયના હતા, તેથી નવી ઉઘડેલી રાજકોટની રાજકુમાર કૉલેજમાં તેઓ બેઉ સાથેજ દાખલ થયા હતા. તેમાં હરિસિંહજી મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં પાસ થયા હતા. રાજકોટની રાજકુમાર કૉલેજના એઓ પહેલા મેટ્રીક હતા. તેઓ પ્રથમ વજીરની જગાએ હતા, ત્યાર બાદ વસુલાત ખાતામાં નીમાયા હતા. તેમને ઐતિહાસિક વિષયનો બહુ શોખ હતો. પોતે જાતે એક હિંદનો ઇતિહાસ લખ્યો છે.

વજીર દેવાજી વિષે નીચે પ્રમાણે હકીકત કહેવાય છે.

તળાજાના કોળીઓએ એન્ડ્રુસ નામે ગોરા સાહેબને લૂટ્યો હોવાથી અંગ્રેજ લશ્કરે તળાજાના કોળી વગેરેને નસીહત કરવા ધાર્યું. ભા'દેવાણીને પણ કોળીઓ સામે ઘણી ફરિયાદો હતી એટલે ભાવનગર દરબારે સરકારને મદદ કરી અને ભા'દેવાણી અને સરકારે મળીને તળાજા લીધું. તે વખતે તળાજા ભાવનગરને ચાલીશ હજાર રૂપિયે સુપ્રત કરી દેવાની માગણી થઈ પણ ભાવનગરે તે લીધું નહિ. એટલે તે ખંભાતના નવાબને અપાયું. તે નવાબના સુબા નુરદીને કેટલાક દેવાણી ભાઇઓને માર્યા એટલે ભા'દેવાણીને લાગ્યું કે તળાજા ભાવનગરને તાબે આવવું જ જોઇએ. તળાજા ઉપર ભાવનગરનો અમ હક હતો જ એટલે ભા'દેવાણીની માગણી કબૂલ રહી અને તળાજા ભાવનગરને ભા'દેવાણીની મદદથી મળ્યું.

પણ નુરદીન તળાજા ખાલી કરવા નારાજ હતો એટલે ભા' ઉપર અંટસ રાખી રહ્યો અને એકવાર વખત આવતાં તે દેવાણીના ગામ કાળા-

તળાવ ઉપર વ્હાર લઇ ગયો. પણ વચમાં એક ચારણને[1] ખબર પડી એટલે તેણે કટકને અવળે માર્ગે દોરવી ભા' ને ખબર કરી એટલે ભા' દેવાણી સુરક્ષિત સ્થળે જઈ પહોંચ્યા અને આવેલ કટક નિરાશ થઈ પાછુ ગયું.

વજીર દેવાજીનું ચિત્ર ચિતળની વિજય સ્વારીમાં છે જ્યાં તેઓ ખુદ એ યુદ્ધમાં ભાગ લેવા ગયા હોય તે વાત યથાર્થ લાગતી નથી. વસ્તુતાએ વજીર દેવાજીની તવારીખ તેમના જન્મ પહેલાં થોડાક વખતથી શરૂ થાય છે. તેમના પિતા તેજાભાઇ [2]ગરેડના ગાળાના યુદ્ધમાં હતા; અને ત્યાંથી મહારાજા ભાવસિંહજીને ઉગારીને સલામત સિહોર પહોંચાડવાનો ભાર તેજાભાઇએ પોતાને શિર લઇ પોતાનાં બધાં માણસો સાથે પ્રાણાર્પણ કરવાનો નિશ્ચય કર્યો હતો.[3] તે યુદ્ધમાં બધા ખપી ગયા પછી તેજાભાઇનું પ્રચંડ શરીર બધાને બતાવવા માટે ખશીયાઓ પોતાની સાથે લઇ ગયા અને ગામ બહાર રાખ્યું અને જ્યારે બધા જોવા મળ્યા ત્યારે તેને ઉભું કર્યું. તે વખતે એક ચારણ અને એક વૃદ્ધ ચારણીઆણી ત્યાં હતાં. ચારણીયાણીએ કહ્યું કે આ દુશ્મન ઉભો કર્યો તે ખોટું કર્યું. એટલે ખશીઆઓએ તેમના શરીરને ઊંધું નાખ્યું એટલે ફરી વૃદ્ધ ચારણીઆણીએ કહ્યું કે આ વધારે ખરાબ કર્યું કેમકે હવે તેના વંશજો તમને એ પ્રમાણે ઊંધા નાખશે. એટલે ખશીઆઓએ મોઢામાં ધૂળ નાખી અને તરત ચારણીઆણીએ કહ્યુ કે આ સૌથી ખરાબ કર્યું કેમકે હવે તમારા એ દુશ્મનો તમારા મોઢામાં ધૂળ નાખશે. એટલે ખશીઆઓ વસવસો કરતા ચાલ્યા ગયા.

તેજાભાઇના અવસાન પહેલાં તેમને સંતાન હતું નહિ અને વધારે કશી માહિતી ન હોવાને લીધે બધાયે તેમનો શોક કોઇ નિર્વંશ ગુજરનારનો શોક કરે તેવી રીતે કરેલો પણ તેજાભાઇના મૃતદેહની દશા જોનાર

---

૧ આ ચારણને બચાવવા ભા' દેવાણીના પુત્ર નથુભાઇ ગયા હતા. જ્યારે ચારણે છેતર્યો એ ખબર ગુરૂદીનના માણસોને પડી ત્યારે તેઓએ ચારણને શિક્ષા કરવાનો મનસુબો કર્યો એ વાત ચારણો પાસેથીજ હર્ણ પરંપરાએ આવી એટલે પેલા ચારણે નથુભાઇની મદદ માગી, અને બધા દેવાણીઓ તેની વ્હારે થયા હતા.

૨ આ હકીકત માટે જુવો પાના ૫૬—૫૭.

૩ એ ઉપરથી કહેવાયું કેઃ—

સપણો મોટો સાથ ગરેડને ગાળે ગરશે નહીં
મડાય આખી રાત વારી રાખ્યો તેં વીજડા ૧

ચારણ ત્યાં હાજર હતો તેણે તેમને વાર્યા અને કહ્યું કે તેજાભાઈનાં પત્નીને ગર્ભ છે. અને તેમને પુત્ર થશે તે અતિ પરાક્રમી થશે.[૧] આ ઉપરથી બધાએ શોકનો પ્રકાર બદલ્યો. એ થનાર પુત્ર તે વજીર દેવાજી અથવા ભા' દેવાણી. આ ગણત્રીએ ચિતળની લડાઇ વખતે ભા' દેવાણીની ઉમર લગભગ ૭૦–૭૧ વરસની હોવી જોઇએ અને તે રાજપુત લશ્કરના સરદાર હતા. છતાં ચિતળની લડાઇ વખતે હાજર રહેનાર તો તેમના પુત્ર નથુભાઇ હોવા જોઇએ, એમ નીચેની દંતકથા ઉપરથી માલૂમ પડે છે.

જ્યારે ચિતળના યુદ્ધમાંથી મહારાજા વખતસિંહજી પાછા ફરતા હતા તે વખતે મહારાજાને એક કાઠીનો ભેટો થઇ ગયો. લશ્કરની સાથે ચાલતો ચાલતો વાત કરતો જાય અને હાથમાં બરછી ફેરવતો જાય. એ કાઠીને, આતાભાઇએ જે રીતે કાઠીઓને નમાવ્યા હતા તે વસમું લાગ્યું હતું. એટલે તે હાથમાં બરછી ફેરવતો ગયો અને મહારાજાનાં વખાણ કરતો ગયો. મહારાજા તેની મુરાદ સમજી ગયા પણ બીજું કોઈ તે સમજ્યું નહિ. બધા વાતો સાંભળતા હતા પણ આ બરછી શા માટે ફેરવતો હતો તે કોઇ કળી શક્યા નહિ. ચારે તરફ જોયા પછી મહારાજાએ નથુભાઇ દેવાણીને યાદ કર્યો. મહારાજા છેલ્લા થોડા વખતથી નથુભાઇને બોલાવતા ન હતા.[૨]

---

૧ આ ચારણી કીસ્સાઓનું ઐતિહાસિક સત્ય એ નથી કે તેમણે જે બનવાનું તે અગાઉથી ખરેખર કહ્યું હતું પણ એ છે કે ચારણો, બારોટો વગેરે બુદ્ધિજીવી વર્ગ હોઇને તથા સ્પષ્ટવક્તા હોઈને કેવળ શુદ્ધોપજીવી લોકો અને પશુ જેવા લડનારાઓનાં ક્રૂર વર્તનો અને અનાચારો ઉપર તેઓ અંકુશ રાખી શકતા અને ચારણ ચારણી બન્નેએ ભવિષ્ય ભાખ્યું હતું તેમ માનવાને બદલે પોતાનીજ બુદ્ધિથી પરિણામો બનાવ્યાં હતાં તેમ માનવું વધારે સયુક્તિક છે દીવાને અડવા જનાર બાળક દાઝશે એમ કહેનાર ભવિષ્યવાણી કહેતો નથી પણ અનુભવસિદ્ધ સત્ય જ કહે છે. મૃતદેહને આવી રીતે રાખનાર ઉપર મૃતપુરુષના કુટુંબીઓનો ક્રોધાગ્નિ વર્ષે એમ માનવું અને કહેવું તે એ યુગનું અનુભવસિદ્ધ સત્ય હતું.

૨ આ ઇતરાજીનું કારણ એમ હતું કે નથુભાઇના પૂર્વજનો જે ચારણે કાળા તળાવમાં પોતે જીવ બચાવ્યો હતો (ખંભાતના નવાબ સાથેની તકરારમાં) એ ચારણનો જીવ બચાવવાનો પ્રસંગ આવ્યો ત્યારે ચારણે નથુભાઇની મદદ માગી. નથુભાઇએ મહારાજાની મદદ માગી; પણ મહારાજા તે વખતે બીજા કામમાં રોકાયા હતા તેમજ કરમસર ખાતર લશ્કર ચડાવતા હતા ઉપરાંત ખંભાત સામે વેર બાંધવા રાજી નહોતા એટલે તેમણે મદદ આપી નહીં એટલે નથુભાઇ અને બીજા દેવાણી ભાઇઓ ચારણની વ્હારે ચડી ગયા. તે બનાવ પછી મહારાજા નથુભાઇ દેવાણીને ઓછું બોલાવતા.

એટલે તે લશ્કરના છેવાડેના ભાગમાં ચાલતા હતા. પણ બોલાવ્યા એટલે તે મોખરે આવ્યા. આવતાં દૂરથી તેમણે હાકીને જરદી સાથે વાતો કરતો જોયો એટલે ક્ષણમાં તે બધી વાત સમજી ગયા અને આવતાં આવતાં તેમણે ભાલાથી હાકીના હાથને નકામો કરી દીધો પછી કેમ જાણે કે તે અકસ્માતજ હોય અને બીજું કશું બન્યુંજ ન હોય તેમ મહારાજાની શું આજ્ઞા છે એમ પૂછ્યું. મહારાજાએ કહ્યું: "કાંઇ નહીં આ હોકો પીયો" અને એ તે દિવસેથી શરૂ થયેલો સંબંધ હજી સુધી તૂટ્યો નથી.

---

## પ્રકરણ ૧૦ મું.

### વિખ્યાત પુરુષો—ચાલુ.

જીવણજી ગોહેલ—સિહોર માટે પ્રાણ સમર્પણ કરનાર બધા પુરુષો સિહોરનાં ચિત્રોમાં નથી. સિહોર ને સિહોરના રાજાઓ માટે વાછાણી અને દેવાણી શાખાઓએ પોતાનાં માથાની કીમત ગણીજ નથી. ઉલટું માથાં આપવા માટે, બલિદાનમાં ચડીપાતા થવા માટે, આત્મત્યાગમાં વધવા માટે તેઓ વચ્ચે સ્પર્ધા ચાલતી આવેલી છે. જીવણજી ગોહેલ વાછાણી વંશના હતા. તેમનો સમય ઈ. સ. ૧૮૦૪ ની આસપાસ.

જે વખતે બાબાજી અપ્પાજી[1] ખંડણી ઉઘરાવવા માટે કાઠીયાવાડમાં આવ્યો તે વખતે તેની માગણી પ્રમાણે ખંડણી ભરવી એ મહારાજા વખતસિંહજી માટે અસહ્ય હતું. બાબાજી સિહોરથી દરોક ગાઉ દૂર આંબલા ગામે હતો ત્યાંથી તેણે સિહોર ઉપર આક્રમણ કરી તોપોનો મારો ચલાવ્યો. તેની સામે જીવણજી ગોહેલે શહેરનું રક્ષણ કર્યું. હજી પણ સુરકાને દરવાજે એક કોઠો છે તે જીવણજીનો કોઠો કહેવાય છે. તેમને વિષે કવિત છે કે:—

કોણ જગાડે જીવણો વાછાણી વખઝાળ,
જેની ફુંકે વન પ્રજળે કોદીયા સરખો કાળ. ૧
સોનપરીએ સોનુ જો રસોડે રંધાત,
તો પાયુને પીરસાત જુગતે કરી જીવણા. ૨
શ્યેર શીયોરા ઉપરે બંકા બાબા જોય,
(ત્યાં) દખણી ડગમગ હોય જીતવો કપરો જીવણા. ૩
મરદ હાથ મુછે ફરે વાની તેગ પરે,
નયણે અગન ઝરે સૂઝણુ હારો જીવણા. ૪
જો જીવણીયો જાય શિયોરો ગઢ છોડીને,
(તો) છતરપતિ શેરો થાય દીલ્હી દેહળરાઉત ૫

---

[1] જુઓ પાનું ૫૯.

વાછાણી વકરાળ ક્રોધે ભરીયો કેશરી,
ડગણી દેતો ડાંણુ જગે ઝૂઝે જીવણો. ૬
આખા સો બળવાન ચડયો શીયોર ઉપરે,
બંદુક ભાલા બાણ ઝીંક દીધી તેં જીવણા. ૭
શિગોરો શિયોરજો તું આવ્યો ટોડે,
[1]દુઇજા ડુંગરડે ઉડે બેઠાં જીવણા. ૮

**કામદાર ડોસો દવે:**—કામદાર ડોસા દવેના પિતાનું નામ અજરામર દવે. એઓના વડવા પ્રથમ ધારીયાણા ( સિદ્ધપુર પાસે ) ગામમાં રહેતા. પ્રથમ ત્યાંથી રઘનાથ દવે જેઓ રામનાથજીના શાલીગ્રામ લઇ આવ્યા હતા, તે ઉમરાળે આવેલા, અને રાજ્યમાં સારી પ્રતિષ્ઠા પામ્યાથી ડોસા દવે અને તેના કાકા પણ ગોહિલવાડમાં આવ્યા. ડોસા દવેના કાકા શાસ્ત્રી હતા, અને સિહોરમાં વિદ્યાર્થીઓ ભણાવતા. પેશ્વાની સભામાં માન પામેલા તેથી વર્ષાસન મળતું. આ વખતે રાજાના કુંવર પણ શાળામાં શીખતા તેથી રાજ જોડે નાનો સંબંધ થએલો.

ડોસો દવે સંવત ૧૮૬૦ માં ઘણું કરીને ગુજરી ગયા હશે. તેમનું ઠાકોર આતાભાઇ પાસે ઘણું વજન હતું. લગભગ કારભારીના જેટલી સત્તા

૧ (૧) વિષની જ્વાળા જેવા જીવણજી વાઘાણીને કોઈ જગાડી શકે નહીં કેમકે તેની ફૂંકથી વનો અને કાદીયા ( એક અર્થ નાના સર્પો બીજો વેરીઓ ) ભસ્મ થઇ જાય ( ૨ ) જો સોનગઢ ( તે સોનગઢના રહીશ હતા ) માં તારે રસોડે સોનું રંધાતું હોત તો તું બધા માગણોને હોંશથી પીરસી તેમનું દારિદ્રય દૂર કરત ( ૩ ) સિહોરના કિલ્લા ઉપર આતાભાઇની નજર પડે છે ત્યારે તે શંકામાં પડે છે, કેમકે જીવણની ઉપર જીત મેળવવી મુશ્કેલ છે. ( ૪ ) આતાભાઇએ યુદ્ધ શરૂ કરતાંજ એ મર્દનો હાથ પોતાની મૂછ ઉપર અને તરવાર ઉપર ગયો, આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો એવો તે લડવા માટે ઉતાવળો થયો હતો ( ૫ ) જો સિહોરનો ગઢ છાંડીને જીવણજી ગયો હોત તો દેવાજીના પુત્ર તરીકે છેક દિલ્હી સુધી નિન્દા થઇ હોત. ( ૬ ) વિકરાળ સિંહના જેવો વાઘાણી ક્રોધે ભરાઇ અવાજ કરે છે અને યુદ્ધમાં ઝઝુમે છે. ( ૭ ) જ્યારે આતાભાઇએ આક્રમણ કર્યું ત્યારે જીવણજીએ બંદુકો, ભાલાઓ અને બાણોની તેની ઉપર વૃષ્ટિ કરી. ( ૮ ) જ્યારે જીવણજી સિહોરના કિલ્લાના ટોડા ઉપર આવ્યો ત્યારે ( દુશ્મન રૂપી બીજું ) પક્ષીનાં ટોળાં ઉડીને બીજા ડુંગર ઉપર ચાલ્યાં ગયાં.

હતી. બ્રાહ્મણ લડવૈયા તેમના અંકુશમાં હતા. રાજની સેવકટેવક, લશ્કરના પગાર ચૂકવવા લડાઈમાં ભાગ લેવો એ બધું કામ એમનું હતું. અને રૂપજી દેરાઈને. કારભાર એમની પછી થયો. ડોસાદવેને ત્રણ દીકરા. તેમાં મોટા ભીમજી, પછી લવજી ને છેલ્લા મૂળજી. તેમાં લવજી લડાઈમાં સાથે ચડતા.

વળી તેમના ભત્રિજા મોનજી દવે પણ તેમાં મદદગાર હતા.

શીઘ્ર કવિ [1]જગન્નાથ પોતાના "वृद्धवंश वर्णन." માં લખે છે કે—

द्विज कुमुद सुतोष प्रोज्झितः सर्वदोषः ।
स्वजन हृदय तोष. सर्व दुःखौघ मोष ॥
रिपुजन धन मोषः दुष्ट विद्या प्रदोषो ।
द्यजतनय सुडोषो दुर्विधार्यस्त रोषः ॥ १ ॥

બ્રાહ્મણ રૂપી કુમુદને સંતોષ પમાડનાર, બધા દોષ કહાડી નાખનાર, પોતાનાં માણસોને ખુશ રાખનાર, તમામ દુઃખોને હણી શત્રુઓના ધનને ખુચી લેનાર તેમજ નઠારી વિદ્યા ટાળનાર, એવો અજરામર દવેનો દીકરો જેનો રોષ મુશ્કેલીએ સમાવી શકાય તેવો છે, (તે જય પામે છે.)

તે સમર્થ અને વજનદાર શૂરવીર અને કાર્યદક્ષ હતા. માત્ર બ્રાહ્મણ વિદ્યાર્થીજ નહિ પણ યુદ્ધમા ભાગ લઈને સુદ્ધાં રાજાની પ્રીતિ સંપાદન કરેલી. તેમને પાછળથી આરબ સિપાઈઓએ પગાર માટે સતાવેલા. અને છેવટ બીજાઓને કામ સોંપી પોતે કામથી નિવૃત્ત થયા હતા.

કામદાર લવજી દવે. [2] દવે લવજી ડોસા, રહેવાશી ભાવનગર. તે

---

[1] આ "રસ ગંગાધર" ના કર્તા નહી.

[2] जयति वखतमित्रं स्वर्धुनिवत्पवित्रं ।
विविधरुचिर पत्रं सद्गुणं सत्पुत्रं ॥
बुधजनकृतमित्रं शत्रुपुर्यात्त तोत्रं ।
दयानिरति नितिर्यं प्राप्त गात्रं सुपात्रं ॥ २ ॥

મહારાજા શ્રી વખતસિંહજીના મિત્ર, ગંગા જેવા પવિત્ર જુદાં જુદાં સુંદર પત્રાં (પાનાં કે પાન) વાળા ડોસા દવેના સપુત જેણે પંડિતોની મૈત્રિ કરી છે, ને શત્રુના પુત્રોને બલહીન કર્યા છે તે લવજી નામના સત્પાત્ર જેનાં ગાત્ર કોમલ છે, તે વિજય પામે છે. (જગન્નાથ)

એમના પિતા રામજી મહેતા, તે પણ દરબારમાં કામકાજ કરતા. અને તેમના વડવા મેહેરાજ દેશાઇ લોલીઆણાંનાં સુબાની વતી કામ કરતા. તેમની પ્રથમ અવટંક દેશાઇ હતી. તે સિહોરમાં આવ્યાં પછી મહેતા કહેવાયા. રામજી મહેતા અત્રે આવેલા. જેના નામથી રામનાથ મહાદેવ અને રામજી મહેતાની વાવ દેવગાણાને રસ્તે પ્રખ્યાત છે.

હરખજી મહેતાને ત્રણ દીકરા હતા.

૧ જેઠા મહેતા. ૨ ગોપાળજી. ૩ કેશવજી. તેમાં જેઠા મહેતાને રણછોડદાસ, ગોકુળદાસ, વલ્લભદાસ વગેરે સાત દીકરા હતા. જેઠા મહેતા પણ મહારાજા વિજયસિંહજીના વખતમાં કાઠીઓ સામે ધીગાણામાં ચડેલા, અને હાથે તરવારનો ઘા મેળવેલો.

હરખજી મહેતાએ એક હવેલી ઘર આગળ બંધાવેલી, તેની સેવા હરખજી મહેતાની હયાતી બાદ જેઠા મહેતાએ, પછી તેના દીકરા ગોકુળદાસે કરેલી.

હરખજી મહેતાની બનાવેલી કવિતાઓ ઘણી છે. કાઠિયાવાડમાં વિદ્વાન કારભારીઓની પંક્તિમાં મૂકીએ તેવી શક્તિ તેમનામાં હતી. પોતે હમેશાં કથા શ્રવણ કરતા અને કવિ પંડિતોને આશ્રય આપતા. પ્રશ્નોરા કુબેર ભટને પોતાની પાસે રાખી સંસ્કૃત ગ્રંથોનાં શાસ્ત્રો સમજ્યા હતા, એજ પ્રમાણે દેવશંકર જાની, કેશવજી દવેને પણ પોતાની પાસે બોલાવી જ્ઞાનચર્ચા કરતા.

તેમણે બાંધેલા હવેલીના નેમ-નિયમો અત્યારસુધી અસ્ખલિત શરૂ છે. હવેલીને અંગે કેટલીક જમીન છે અને તેને માટે દરબારશ્રીના વડવાએ ઘણા સારા લેખ કરી આપેલ છે.

એમના હસ્તાક્ષર સ્પષ્ટ અને એક સરખા. તેમના કરેલા ગ્રંથો પૈકી "હરખજી મહેતાનાં પદ," અને "યાત્રાવર્ણન" એ બે છપાયા છે. બાકીના હસ્તલિખિત છપાયા નથી.

તેમનો યુદ્ધ પ્રસંગનો પોશાક ગરાશીયાના જેવો હતો, તરવાર, ભાલું, જમૈયો, કટાર, વગેરે હથિયાર બાંધી બખ્તર પહેરતા. તે સાતફુટ ઉંચા હતા. ઠાકોર વખતસિંહજી સાથે દરેક લડાઇમાં ચડતા. જેમ બરવાળે ઘેલાશા, તેમજ અહીં હરખજી મહેતા હતા. તેમનામાં રજોગુણ સાથે શરવીરપણું હતું, પોતાના ત્રણે દીકરાને પોતાની હયાતીમાં વહેંચણ કરી દઇ દક્ષિણાયણના

સૂર હતા, તેવા સમયમા દેહ છોડયો હરખજી મહેતા જેવો પછીથી કોઇ શૂરો પુરુષ તેમના વશમા થયો નથી

તેમને દરબારથી બારસે રૂપીયાનુ વર્ષાસન મળતુ, અને પછીથી તેમના દીકરા જેઠા મહેતાને તેજ પ્રમાણે મળતુ ઠાકોર વિજયસિંહજીએ તેમને મશાલ ખર્ચના રૂા ૧૦૦) વધારે કરી આપ્યા હતા ને તેમની પાસે હમેશ મશાલ થતી

**લવજી મહેતો** એઓ જ્ઞાતે કપોળ વાણીઆ લીલીઆણાના દેશાઇ રામજીના વશમા છે, અને મહેતા હરખજીના પિત્રાઇ થાય તેઓ "પ્રેમજી પેટ"મા ગણાય છે

મહેતા હરખજીની પેઠે લવજી મહેતો પણ લડાઇમા જતા, અને ઘણે ભાગે હરખજી મહેતાની સાથેજ રહેતા

એઓ શાતિના વખતમા દરબારી પરગણા ઇજારે રાખી વહીવટ કરતા એટલે વેપાર અને લડાઇનુ બેઉ નામ કરી શકતા તેમણે લખેલા વહીવટના ચોપડા પણ છે તેઓ વણ કરીને સવત ૧૮૯૯ મા ગુજરી ગયા પોતે જીદગીપર્યત નોકરી કરેલી છે[1]

**બ્રાગેટ મહેતાબ**—શિહોરના રહીશ દમોદી બારોટ મહેનામ જીવણા ભાઇ તેમના વડવા અસલ મારવાડમા રહેતા હતા તેઓ મારવાડમાથી આ દેશમા સેજકજી દરબારની પછીથી સોખડાજીના વખતમા મેવાડના રાણાને રાગ્જે ન જતા ગોહિલોને આશ્રયે આવ્યા

"મેલી અમે મેવાડ, આવ્યા તમારી ઓળગે,[2]
ઉપાડ૦ પીરમગ[3] ૈસાજે[4] ને સિ ાગ ધણી" ૧

---

૧ હરખજી મહેતો અને લવજી મહેતો વગેરે લડાઇમાં જતા, હથિયાર બાધતા, શત્રુને હરાવતા, અને હિસાબ કિતાબ પણ કરતા એ ઉપરથી જણાય છે કે એ સમયમાં વાણીયા માત્ર વેપારજ કરતા નહિ બહીકણ નહોતા બરવાળામાં ઘેલાશા બહાદુર થઇ ગયેલ છે બરવાળાનો ગઢ ઘેલાશાએ બધાવ્યો હતો ને જતે લશ્કરમાં આગેવાની ભર્યો ભાગ લેતા કોઈવાર દ્વદ્વ યુદ્ધમા પણ ઉતરતા માણસને આત્મબળ હિમત અને શૂરવીરતાની જરૂર છે બાપલાપણાથી દેશનુ હિત થઇ શકતુ નથી બ્રાહ્મણ વાણીયા, રજપૂત બધાને ઘોડ ઘણી મલ્લવિદ્યા, કુસ્તીબાજી, ને પટાના ખેલ બાબતમા તેઓએ અરધી રમતોમા એ તાલીમ મળતી એસાર રમતોથી શરીર મજબુત નથી, તેમ શારીરિક બળ પણ આવતુ નથી

૨ ઓળગ=આશ્રય ૩ પ ગજ=પાળે છે ૪ સાજ=રાજ

અમે મેવાડ છોડીને તારી ગોથે આવ્યા, ને તારા અંગરખાની ચાળ પકડી રહ્યા, તેથી હે પીરમ અને સિહોરના ધણી તું અમને પાળે છે.

જીવણા બારોટને પાંચ દીકરા હતા. ગોપો, ગગજી, વસનો, જીજી અને મહેતાબ. તેમાં મહેતાબ અને જીજી બારોટનો વસ્તાર નથી. દરબાર પરણે ત્યારે તેમનાં વંશજને વાધો અપાય છે.

મહેતાબ બારોટ ૩૦ વર્ષની ઉંમરે ગુજરી ગયા. ચીતળની લડાઇમાં બહાદુરીથી જીત કરીને જેઓ આવ્યા તેમાં તે હતા.

જીવણા બારોટની મા સતી થયાં હતાં, તેનો પાળીઓ સુરકાને દરવાજે આજે મોજુદ છે. જીવણા બારોટના પિતાનું નામ દશીઓ બારોટ હતું.

**ધુધલ ગઢવી**[1]—શાખે નરેલા રહેવાથી સિહોર, તેના પિતા જીવો ગઢવી.

ઉમરાળેથી ઠાકોર વિસોજી જ્યારે સિહોર પધાર્યા ત્યારે ભાયો ગઢવી ઉમરાળેથી ઠાકોર ભેગા સિહોર આવેલા એ ભાયા ગઢવીના વંશમાં જીવો ગઢવી થયા. જીવા ગઢવીના ત્રણ દીકરામાં ધુધલ ગઢવી હતા તેમને ત્રણ દીકરા. ભીમોભાઇ, સામતભાઇ અને મેરભાઇ. ધુધલ ગઢવી પરાક્રમી હતા, અને કાવ્ય કરતા નહિ. કાવ્ય શાસ્ત્રમાં નિપુણતા મેળવી એ તો મુળુ ગઢવીએ, અને તેના દીકરા પાતાભાઇએ.

પાતાભાઈ બહુ પિંગળ અને પૃથ્વીરાજ રાસો વગેરે ભણેલા. વાર્તા કહેવામા તેઓ બહુ વખણાતા. ફાર્બસ સાહેબને તેઓ મળેલા.

**રાજ્યોળ પથાભાઇ**—પ્રખ્યાત કાંયાભાઇના દીકરા. તેઓ વળાના ભાયાત. રાજપરી પાટી અને પીંપળી એ ત્રણ ગામ તેમના પિતાને

---

૧ એકવાર ધુધલ ગઢવી બરવાળે ઘેલાશા પાસે ગયા હશે તે વખતે ઘેલાશા નજીક મળવા જતાં તેના સિપાઇએ અટકાવ્યા, ને ધક્કો મારી આઘા ખસેડેલ. એ વાત મનમાં રાખી અને સિહોરની ડહેલીએ વઢેરા આવીને આડા સુતા.

ઠાકોર વિજયસિંહજીએ પૂછ્યું કે ધુધલ ગઢવી આમ ટુંટીયા વાળીને કેમ સુતા છો? તો કહે કે બરવાળાનો ગઢ નડે છે, એટલે પગ લાંબા થઈ શકતા નથી. ઠાકોર સમજી ગયા ને કહ્યું કે એ નહિ નડે એમ કરશું. પછી સવારે તથા લશ્કર લઇને બરવાળે મુકામ કર્યો. થોડા માણસોએ બરવાળે જઈ તોપનો મારો ચલાવ્યો. ગઢનો એક ભાગ પાડી નાખ્યો.

રણમાં મળેલા રાજ્યોમાં દાયાભાઈ આગેવાની ભર્યો ભાગ લેતા, તેથી મહારાજા શ્રી તખતસિંહજી તેમને પોતાના લશ્કરમાં સાથે રાખતા. મહુવા જીતી ત્યાં થાણું મૂક્યું ત્યારે કાનાભાઈને રાખ્યા હતા તેને ધાખડાઓએ પકડ્યા હતા, તે ઉપરથી કહેવાતું કે “આ તે ખોયું ઉંદરમાં મા-નાયા મોત” પણ પછી પોતે ચડાઈ કરી છોડાવ્યા હતા

ચીતળની લડાઈમાં પથાભાઈએ બખ્તર પહેરી પોતાની ઘોડીને પણ બખ્તરથી શણગારી લડાઈ કરેલી

પથાભાઈ, લશ્કરમાંના જુવાન ભાયાતોમાં, મુખ્ય હતા તેમનો સિહોરમાં ખાસ ઉતારો આજ સુધી હતો પથાભાઈ વૃદ્ધ થયા પછી લડવા જતા નહિ. કહેવાય છે કે તેઓ પાછલા દિવસોમાં દૂધ પીને રહેતા અને તપવ્રત કરી પ્રભુભક્તિ પરાયણ થયા હતા ઠાકોરશ્રી આતાભાઈના વખતમાં તેમણે ભાવનગરને ઘણી મદદ કરી હતી

**સરવૈયા મઘાભાઈ તથા સરવૈયા મેપાભાઈ**—એ ઊંડસરવૈયા વાડના ગરાસીયા અને ચુડાસમાના ભાયાત છે એ બંને ગામમાં ગરાસ તેથી સરવૈયા કહેવાતા તેમનો ગરાસ જેસર પાસે જડતુ ગામ છે ત્યાં તથા કોળીયાક પાસે મલણકા છે ત્યાં તથા સિહોરમાં પણ તેમના ઘરખોરડા છે

મઘાભાઈ તથા મેપાભાઈ એ જ કુટુંબના ભાઈઓ છે ઠાકોર આતાભાઈની માતુશ્રી વાઢેલા એ વૈવા કુટુંબનાં હતા, તેથી મામાના કુટુંબના દરેક પ્રસંગે સહાયમાં રહેતા

જીવાભાઈ મગની, તેમજ જીવિતપર્યંત રાજ્યની સેવા કરી ચીતળની લડાઈમાંથી જીતી આણેલું એક ગાડું દામાજીને ત્યાં હતું, તે હાલ કોળીયાકના બાવાજીને આપેલું છે તે લડાઈનો નમુનો છે અત્યારે બખ્તર નથી, પણ ઢાલ હજી ઘરમાં છે

તેમના વડવાઓમાં ભભોભાઈ મરીને શૂરા થઈ ગયા તેના પરાક્રમનો ગરબો ( રાસ ) ચોરામાં બોલાય છે

મહારાજ અજરામર દાયમણીના મરેવાની દીકરી પરણ્યા હતા અને અખેરાજના પિતા નીંગાજીના ભાણેજ હતા

**વાઢાણી લધુભાઈ**— ભાયાત વર્ગમાં જેમ દેવાણી કુટુંબે રાજસેવા બજાવી છે, તેમ વાઢાણીઓએ પણ વખતો વખત બજાવી છે

વાજાજીના પિતા મોટા દેવાજીના ભાઇ થાય, તેમને ટનાટ ગામ ગરાસમાં મળેલું, અને પાજાથી ખોખરા પણ અપાએલું.

ચીતળના યુદ્ધમાં લખુભા વાજાખુનું નામ આગળ પડતુ દેખાય છે. તેઓ બખ્તર પહેરીને એક વાર યુધ્ધે ચડ્યા છે, ને બીજીવાર, પચરંગી છોગાળો ટોપો પહેરી પોતાનો લાલઘોડો કુદાવતા ભાલાનો ઘા કરતા દેખાય છે

**રબારીઓ.** કાઠીઆ વર્ણના વર્ગમાં રજપૂતોની પેઠે રબારી, આહીર, મેર, ભરવાડ વગેરેનો પણ સમાવેશ થાય છે, રબારીઓ ઘેટાં ચારવાનો ધંધો કરે છે, તે શૂરી જાત છે. એકાદ લાકડી બગાબરની લગાવે તો માણસને મારી નાખે. તેથી રાજાઓ તેમને લશ્કરી નોકરીમા રાખતા, તેઓ સાંઢણી સવારનુ કામ કરતા.

આ રબારીઓ રાજ્યના જૂના નોકર જણાય છે. ઠાકોર પરેના અખેરાજજી બાળક હતા, તેના માતુશ્રી તેમને લઇ ભૂજ ગયાં હતા, તે વખતે ભાગર રબારીએ માથે જઇ ભૂજ સુરક્ષિત પહોંચાડ્યા હતા. ને રાજ્ય સંપાદન કરવામા ભારે મદદ કરી હતી.

રબારી હાજાના વંશજ સિહોર પાસે પાવડી ગામમાં છે. રબારી કુકા માકણનો કહે છે કે અમારાથી સાતમી પેઢીએ હાજો રબારી થઇ ગયો. તે મહારાજા વખતસિંહજીની સાથે હજુરમા રહેતો એના પર દરબારની મહેરબાની હતી. તેથી તેને એક વાડી આપી હતી. તેને "હાજાવાડી" કહેતા. એમની નોકરી બદલ દરબારે એમને "કાપો" કરી આપ્યો હતો, તે દરેક ખેડુતના ખળામાથી એમને મળતો, એમાના કુંડા કે ઊભીઓમાથી દાણા કાઢતાં આશરે ૩–૪ પાલી દાણા નીકળતા. હાજા રબારીની ઓડક "આલ" છે.[1]

આ હાજા આલે ખુમાણોને વશ કરવામાં મહારાજા વિજયસિંહના વખતમાં પણ બહુ બહાદુરી બતાવી હતી. સાદૂળ ખુમાણ નાશીને શેત્રુંજા ઉપર જતો હતો, તે દરમીઆન હાજે તેની ઘોડી 'ગુડી' નાંખી હતી ને સાદૂળ નાશી ગયો એટલે તેણે વાળેલાં બધાં ઢોર પાછા લાવ્યો હતો.

---

૧ આ પ્રકારની અવટંકનું કારણ એમ દેખાય છે કે આલાએ મહારાજ ભાવસિંહજીને ગરેડના ગાળામાથી મુક્ત કરવામાં સારી સેવા બજાવી હતી એ પ્રખ્યાત પુરુષના વંશજોએ–બીજા વંશજોની માફક પોતાના આ વડવાને અમર કર્યા હોય

એણે મહારાજા વખતસિંહજીની તથા મહારાજા વિજયસિંહજીની અચ્છી નોકરી બજાવી હતી, એમ ઇતિહાસ પરથી જણાય છે. રબારીઓ મજબૂત, બળવાન અને ઘણાખરા દીર્ઘજીવી છે.

ગોવાળીઓ માંચો વગેરે. કાઠીઓની એક શાખા ગોવાળીયા છે. તેઓ સાખાઇત વર્ગના છે. મુખ્ય ત્રણ સાખાઇત છે. ખાચર, ખુમાણ અને વાળા. તેમાં સસ્થાન ભાવનગરમાં ગોવાળીયા કાઠી છે, તે અસલ "વાળા" કાઠીમાંના છે.

માંચા ગોવાળીઆના પિતાનું નામ લાખો ગોવાળીઓ. તેમને પ્રથમ લાખણુકા ગામ જીવાઇમાં હતું. પછીથી ગઢડા પરગણામાં રતનપર, હોળાયા, ઘુંઘણીઆ એ ગામો, અને બોટાદ પરગણાનાં સજેલી વજેલી ગામમાં હાલ તેમના વંશજો છે.

એ માંચો ગોવાળીઓ બહુ સરસ ઘોડી રાખતો. અને ઘણો ચંચળ સ્વાર હતો. ચીતળની લડાઇમાં પોતાનાજ ભાયાતો સામે લડવા ગયો અને ભાવનગર દરબારના પક્ષમાં રહી બહાદુરીથી જીત મેળવી છે. એમના વડવાએ કોઇ ગામની ગાયોનું ધણ વાળેલું, ત્યારથી "ગોવાળીઆ" અવટંક પડી છે. માંચાનો બાપ લાખા વીકા પણ પંકાઉ સવાર હતો.

માચો ગોવાળીઓ આશરે ૩૫ વર્ષની ઉમરે ગુજરી ગયેલ. કહે છે કે પીંઢારી લશ્કર સામે યુદ્ધ કરતા તેનું ભવિષ્ય થયું.

માંચા ગોવાળીયાના ત્રણ દીકરા, કાંથડ, મેરામ અને લાખો (બીજો) તેમાં મેરામ અને લાખો બીજો પણ ચીતળની લડાઈમાં હતા. એટલુંજ નહિ પણ ગઢડાના ખાચર જીવો અને માંચાનો ભાઇ સોમલો પણ ભેળા હતા.

એમાંનાં સોમલા ને મેરામ તથા જેઠા ગોવાળીયાની બહાદુરીનાં ઘણાં ગીત મળે છે: તેમણે લીંબડીના [1]ગેરાસીઆ ૧ હનુભાઇ તથા ફતેસંગને એક સાથે માર્યા હતા, તેથી વધારે વખાણ થયાં છે.

મેરામ ગોવાળીયા વિષે કવિત છે કેઃ—

---

[1] જેઓ લાઠીના ભાયાત, ને લાઠીથી ઉતરેલા. ભાવનગર દરબારનાં ગામો લીમાડે આવેલાં હોવાથી તકરાર ચાલતી હતી, તેથી ધીંગાણું થયું અને બેઉ ભાઈ મરાયા.

તું મરતે મેરામ, [1]સરઠારી હીમત [2]છુટી,
તું મરતે મેરામ, [3]ખતરી ટઇ ભેડા ખુટી;
તું મરતે મેરામ, [4]ઢેકઢેકા મન હારે,
તું મરતે મેરામ, શરમ મુઇ સરદારે.

મેરામ તુજ મરતે મલક, ઠોર ઠોર નિરબળ થયો:
નર શુરધીર ઉન મારો [5]નથણુ [6]ગઢાઢાલ મેરૂ ગયો.

અને જેહા ગોવાળીયા વિષે છે કેઃ—

જેડે જે માથે, [7]કાંકળ [8]દતુંબા કીયા;
તેના ખાણુ એમે, પાળા ઘર પુગે નહિ.

જેહા મેરામણનો, ભારથ કાન સુવાણ;
ગજ [9]દંતૂસળ આંબળે, [10]પરસણાના શીષે આણુ.

સોમલા ગોવાળીયા વિષેઃ—

વગાડી વાડી વચે, ઘોરૂં લાખ ગણાય,
નર તું હાલ ન થાત, ચીતળ આડો ચોમલા,

લાખા વિષેઃ—

કુંપે ભાંગ્યા કુંડલા, ઘોખે તેને ધરાર,
વાળે બીજીવાર, લીધું ચીતળ લાખલે,

મોટા લાખાએ ચોક તથા હાથસણી લુટયાં, ને ત્યાં રંજાડ કરી તે વખતે તળાજાના વાળા રજપૂતની દીકરી જેનું મોસાળ હાથસણીમાં હતું તે બાઇને ભાવનગર આપેલ હતાં. પણ વિવાહ થયો ન હતો હાથસણી ગામ ભાંગતી વખતે તે બાઇએ લાખા ગોવાળીયાને બોલાવીને કહ્યું કે હું વાળાની દીકરી છું, અને તમે પણ "વાળા" છો, તો મારાં ખોરડાની આબરૂ ન જવી જોઇએ. મારૂં ઘર લુટતાં વિવાહમાં અનેક વિઘ્ન આવે, માટે તમે મારા ભાઈ થઇને અમારી રક્ષા કરો. આ ઉપરથી લાખે ગોવાળીયે

---

૧ સરઠારી=સોરઠની. ૨ છુટી=છુટી ગઇ. ૩ ખતરી=ક્ષત્રિ. ૪ ઢેકઢેકા=એક-એક. ૫ નથણુ=નાથનારો. બળદને જેમ નાથ ઘાલે છે તેમ શુરવીરને નાથ નાંખનારો. ૬ ગઢાઢાલ=ગઢનું રક્ષણ કરનાર. ૭ કાંકળ=રક્ષ. ૮ દતુંબા=દસ્તા. ૯ હાથીના દંતુસળ. ૧૦ પરસણા=દુશ્મન.

તે બાઇના મામાનાં છોરડાંને જરા પણ હરકત થવા દીધી નહિ. પડે તેમના ઘર આડો ઉભો રહ્યો. અને બાઇનું વચન રાખ્યું. ગોવાળીયાનો ને વાળા રજપૂતોનો મૂળ પુરુષ ધાનવાળો એકજ છે. એમ ઢાંકના ઇતિહાસ પરથી જણાય છે.

એ બાઈ થોડા દિવસ પછી પરણીને ભાવનગર ગયાં ને લાખા ગોવાળીયાને બોલાવીને ઠાકોર સાહેબ પાસે તેની પ્રશસા કરી તથા હાથરણીમાં કરેલી મદદ અને વચન પાળ્યા બાબત હકીકત કહી. પોતાની સ્ત્રીના માનેલા ભાઇને,માટે દરબારશ્રીને પણ સતોષ થયો, તેને બે ગામ બક્ષીસ કર્યાં. લાખણકું અને જુનવદર. આ કારણથી ગોવાળીયાનો ભાવનગર સાથે સંબંધ બંધાયો, અને તેના પક્ષમાં ભળ્યા.

**દસાડીઆ સિપાઇ**—આ સિપાઇઓના સિહોરમાં હાલ આશરે ૬૦ ઘર હશે. અગાઉ સો ઘર હતાં. તે બધા ભાવનગર દરબારના નોકર છે. પ્રથમ તેઓ દસાડે રહેતા, પણ ત્યાંનો ગરાસ થોડો ને માંહોમાંહી કજીઆ થવાથી આ તરફ નીકળી આવેલા, ને ભાવનગર દરબારની નોકરીમા રહેલા. ઠાકોર આતાભાઇના વખતમાં તેમના ચાર મુખ્ય પુરુષ હતા. (૧) સાલેભાઈ, (૨) નાથો, (૩) રહીમભાઇ અને (૪) પ્યારભાઇ. તેમાંના સાલેભાઇના તાબામાં ૬૦ ઘોડાં રહેતાં. કેટલાક પાયદળમાં પણ હતા.

લડાઇમાં એઓ દરેક મુખ્ય સૈનિક જોડે મદદમાં રહેતા. તેમજ બીજે પણ તન મનથી લડતા. જોગીદાસ ખુમાણે પરવાળા ઉપર હલ્લો કર્યો, તેમાં સાલેભાઇ તથા છુભાઈ દસાડીઓ કામ આવ્યા હતા. દસાડીઆને નોકરી બદલ પગાર મળતો.

દસાડીઆ સિપાઇ વ્યવહારમાં બહુ ભળતા નહિ, તેથી તેઓની વિચિત્રતાની રમુજ વાતો કાઠીયાવાડમાં ઘણી કહેવાય છે.[૧]

૧ એક જણે સિહોરમાં કહેલું કે સાહેબ હમારા ગામમાં ડુંગરા વાવવા છે, માટે ઘોડાક બી લઇ જાઉં છું. પછી મોટા પતથર ઉપાડી જઇ ક્યારા કરાવીને પાણી પાવા માંડ્યું. પાંચ છ માસે ફરતી લીલ વળી ત્યારે કહે કે—"ઇસકુ ફણગા ફુટને લગા." દરબારને તે વાત કરી અને કહ્યું કે જરતરા ફણગા તો ફુટા, ફિર આગે બડેગા"!!

એમને માટે દુહો છે કે—

દમાડીઆ ડીંગ મારે હાંકયા હાલે નહિ,
વજેશંગના લેખુદાર, કાઢયા ખૂટે નહિ, ॥ ૧ ॥

નાથો દસાડીઓ જોડકણાં જોડતો તેમાંનું એક યાદ છે કે—
"આતાભાઇ ઠાકોરને ખોડીયાર બોલાવે, વેણે વાતું થાય;
સિહોરી ટીપું [1]દાદાને સોંપ્યો. ભાલેરે બેઠી ખોડીયાર,
બાલુરાજા દેશનો દીવો, જેનું નામ અમર રહ્યો." ૧

દમાડીઆમાં હાલ તો કેટલાક મુત્સદ્દીગીરીમાં પણ નોકર છે. અગી મલુક માગ ફોજદાર ગણાતા. એક બે ઇંગ્રેજી પણ ભણેલા છે.

ધંધુકીઆ સિપાઇ—મિરાંજી જલાદ નામે સિપાઇ ઠાકોર શ્રી વખતસિંહજીના તાબામાં નોકર હતા. એને સણડી ગામમાં થાણા ઉપર રાખેલા. આ મિરાંજી પ્રથમ કાઠીના નોકર હતા. પણ પછીથી ભાવનગર દરબારની નોકરીમાં રહેલાં. તેમનુ અસલ વતન ધંધુકા હતુ, તેથી ધંધુકીઆની છાપ પડેલી.

મૂળે ચહુવાણ રજપુતમાથી વટલીને મુસલમાન થયેલા. શૂરવીરતાનો જુસ્સો એ સિપાઇઓમાં વધારે દેખાતો, તેથી આસપાસના કાઠીઓ સણડી ઉપર આવી શકતા નહિ.

ભાવનગર દરબારે તેમને જીવાઇમાં જમીન આપેલી, તેથી તેમનું અને તેમના કુટુંબનુ સારી રીતે ભરણ પોષણ થતું હતુ. તેમના વંશમાં જીવણ કેશર, માનજી હમન વગેરે થયેલા.

એમની બહાદુરીની વાતો લીલીયા પરગણામાં ઘણી કહેવાય છે. ઇસ્વી સનના અઢારમાં સૈકામા લશ્કરી બળવાળા રાજ ફાવતા હતા. તેથી ભાવનગર દરબારે મુસલમાન સિપાઇઓ, આરબ, અને રજપૂતોનું મિશ્ર લશ્કર

---

[1] દાદો દાદોકુંવર જેનું ખરું નામ ભાવસિંહજી હતું. તેઓ ઠાકોર આતાભાઇના પૌત્ર અને ઠાકોર વિજયસિંહજીના વડા કુમાર. કુંવરપદેજ ગુજરી ગયા હતા.

## પ્રકરણ ૧૧ મું.

### સ્થાનો અને દંતકથાઓ.

સિહોર માટેની બધી માહિતીના સાર રૂપે એમ કહી શકાય કે પ્રાચીન કાલથી તે બ્રાહ્મણોની ભૂમિ છે, પરંતુ બ્રાહ્મણ શબ્દ વંશસૂચક કે જ્ઞાતિસૂચક ન હોતાં પ્રવૃત્તિસૂચક હોવાનો સંભવ વધારે છે. એ ભૂમિમાં દેવસ્થાનો વધારે હોય તે કુદરતી છે છતાં પ્રાચીન સિહોરના અવશેષોમાં મોટા પ્રમાણમા કે વિવિધ મન્દિરો નજરે પડતાં નથી. પ્રાચીન મન્દિરોના અવશેષોમાં, ધાર્મિક માન્યતાઓ વગેરેમાં શૈવ, વૈષ્ણવ, બૌદ્ધ, જૈન વગેરે મતોની સહકારછાયા ઝીલાઇ હોય તેવાં પ્રમાણો જેટલાં ઇતર સ્થાને મળે છે તેવા સિહોરમા મળતા નથી તેટલા ઉપરથી અનુમાન એમ થઇ શકે કે આસપાસના વાતાવરણ છતા સિહોરના બ્રાહ્મણોની શિવોપાસના નિશ્ચલ રહી છે.

ઘણાં તીર્થસ્થાનોના વર્ણનોમાં તે સ્થાનની રમણીયતાની હકીકત પણ આવે છે, વસ્તુતાએ આર્ય પ્રજાની દેવપૂજા નિસર્ગપૂજાથી વિભિન્ન રહી નથી તેમજ જે દેવસ્થાનની આસપાસ મોટો સમૂહ વસવાટ કરીને રહેનાર હોય તે સમગ્ર સમૂહના રક્ષણ તેમજ આક્રમણોમાંથી બચાવ માટે કુદરતી સાધનોની અનુકૂલતા પણ તે સ્થાનને તીર્થ બનાવતા પહેલાં વિચારી જોવાઇ હોય એમ દેખાય છે. પર્વતોનાં નૈસર્ગિક વેષ્ટનથી અવગુંઠિત, નદીના સંતત પ્રવાહથી પોષિતવર્ધિત પ્રાચીન સિહોરની શ્યામલ ભૂમિએ જો વારંવાર ઘણાને મુગ્ધ કર્યા હોય તો તેમાં, આર્યોની રુચિ જોતાં, વિલક્ષણ કશું દેખાતુ નથી. એટલુંજ નહિ પણ એ પ્રમાણે જે દેવસ્થાનો સ્થપાયાં તેમાં પણ ભિન્ન ભિન્ન ધર્મમતો, પન્થો વગેરે નજરે પડે છે. શિવાલયોની સંખ્યા વધારે છે તેનુ કારણ મોટી સંખ્યાના બ્રાહ્મણો શૈવ રહેલા એ છે પરંતુ વૈષ્ણવોની હવેલીઓ, જૈનોનાં બે દેરાસર, માર્ગીપંથની કાંયા ભગતની જગ્યા, બ્રહ્મકુંડ પાસે રામાનુજ પંથનાં દેવસ્થાન, શાક્ત પંથના દેવી મન્દિરો, એ સર્વ કોઈ કોઇ કાલે સિહોર ઉપર માન્યતા વર્તાવી જઇને અસર મૂકતા

ગયેલ ધર્મમતોના સ્મારકો છે

**બ્રહ્મકુંડ**—આ કુંડ વિષે ઘણી ચમત્કારી વાતો સ્કંદ પુરાણમા તેમજ દંતકથા તરીકે પ્રચલિત છે જ્યારથી પ્રભાસમા (દેવ પાટણ) સોમેશ્વર અથવા પ્રસિદ્ધ સોમનાથની સ્થાપના થઇ ત્યારથી આ બ્રહ્મકુંડ પણ સ્થાપિત અને વિખ્યાત છે પ્રભાસક્ષેત્રનુ પ્રમાણ બાર યોજન (આશરે ૪૮ ગાઉ) કહેલુ છે એટલે તેની અંદર આ કુંડનુ સ્થાન આવી જાય છે વળી શ્રીકૃષ્ણના સમયથી એ ક્ષેત્ર પ્રસિદ્ધ છે, માટે ૫ હજાર વર્ષથી એ જાણીતી તીર્થભૂમિ છે[1] સ્કંદ પુરાણમા નીચે પ્રમાણે તેનુ માહાત્મ્ય છે—

દેવિના પૂછવાથી શંકરે પ્રસન્ન થઇને કહ્યુ કે—"તમે બહુ સારૂ પૂછ્યુ, તમે લોકના હિતેચ્છુ છો. આ મનુષ્યલોકમા સર્વ તીર્થમા ઉત્તમ એવુ પ્રભાસ તીર્થ છે, તે બાર યોજન વિસ્તારવાળુ છે ત્યા સોમનાથ બિરાજે છે, અને દૈત્યોને હણનાર શ્રી કૃષ્ણ પણ વાસ કરીને રહ્યા છે ત્યા "બ્રહ્મકુંડ"નુ મોટુ તીર્થ છે એ સ્થાનમા શંકર લિંગ (બાણ) રૂપે રહ્યા છે, તેની આરાધના કરી પછી કુંડનો આશ્રય લેવો તેનુ જલ જુદા જુદા વર્ણનુ (રંગનુ) છે કોઇ વાર રાતુ, પીળુ તામ્રવર્ણુ, શ્વેત, કાબરૂ, શ્યામ, દિવ્ય, કપૂર જેવુ, કસ્તુરી જેવુ અને કોઇવાર કુંકુમ જેવુ જણાય છે એમા તાંબાને ઘડાને તીર્થોદકથી ભરીને અગ્નિથી તે ઘડો તપાવી (૭ માસ પર્યંત તેમ કરવુ) પછી બહાર કાઢવો પાછુ તેમા કુંકુ નાખવુ તે એક માસ સુધી રાખી મૂકી, પાણી કહાડી નાખી તાંબાના કુંભના ટુકડા કરી નાખવા પછી તે કુંડમા એક ભાગમા ડુબાવવા એટલે બધુ તાંબુ સુવર્ણમય થઈ જશે

વળી જે મનુષ્યને શરીરસિદ્ધિ મેળવવી હોય તેણે ત્રણ વર્ષ સુધી તે કુંડમા મૌનવ્રત ધારણ કરી સ્નાનપૂર્વક મહામંત્રનો જપ કરવો ક્ષેત્રપાળની પૂજા કરવી, પછી ધ્યાન કરી તીર્થોદકનુ પાન કરવુ આ રીતે ત્રણ વર્ષ સુધી જે કરે તે દિવ્ય દેહવાળો, તેજસ્વી બળવાનને સર્વ વ્યાધિઓથી વર્જિત થાય છે અને ઘણા વર્ષ સુધી જીવે છે એ કુંડમા સ્નાન

[1] પુરાણોમા અમુક તીર્થમા અમુક દેવ રહ્યા વગેરે હકીકતો આવે છે તેને ઐતિહાસિક સત્ય ન માનીએ તોપણ એ પુરાણો લખાયાં ત્યારે તે સ્થાનો હોવા જોઈએ એટલે બ્રહ્મકુંડ પણ શ્રી કૃષ્ણ જેટલો પ્રાચીન નહિ તોપણ સ્કંદ પુરાણ જેટલો પ્રાચીન તો હોવો જ જોઇએ

કરી વાગીશમંત્રનો જપ કરી પૂજાપૂર્વક હોમ કરે તો તેના મુખમાં સાક્ષાત સરસ્વતી વાસ કરે છે ને શાસ્ત્રજ્ઞ થાય છે. જે પ્રાણી આ કુંડમાં સ્નાન કરે તો પૃથ્વીમાં જેટલાં તીર્થો છે, ને જેટલા દેવતાઓ છે, તેનું સેવન કર્યા જેટલું ફળ મળે છે. તે કુંડ ઉપર વેદમાતા ગાયત્રીનો વિધિથી એક લક્ષ જપ કરે તે પાપ મુક્ત થઇ પુણ્ય લોકને પામે છે. અને જેણે બ્રહ્મકુંડની યાત્રા કરી છે, ને ઉત્તમ પુરુષ કહેવાય છે, ટુંકામાં પૃથ્વી ઉપરનાં કરોડો તીર્થનું ફળ તેમાં સ્નાન કરવાથી અને જળપાન કરવાથી મળે છે."

જ્યારે સિદ્ધરાજ આ જગાએ આવેલ ત્યારે એ સ્થળનું માહાત્મ્ય લોકો ભૂલી ગયા હતા, પુરાણમાંજ તે બધુ વર્ણન અને સિદ્ધિની વાતો વાતો બધી પોથીમાંજ પૂરાતી હતી. બ્રાહ્મણો પોતાના ષટ્કર્મને પૂર્ણ અંશે પાળતા નહિ. તેમ જૈન ધર્મનું સિદ્ધરાજના વખતમાં પરિબળ ઓછું નહોતુ. એટલે શત્રુંજયની યાત્રા કરી સમુદ્રમાંથી પંચતીર્થી કરવા પોતે આ બાજુએ આવ્યા, ત્યારે સિહોરના દક્ષિણ ભાગમાં મુકામ કરેલો. એવામાં જે ચમત્કાર થયા, એ આ સ્થળના પાણીનોજ હતો [1]

રત્નમાળાનો કર્તા કૃષ્ણાજી કહે છે કે સિદ્ધરાજના પહોંચા કાળા હતા. તેણે સિહોર મુકામ કરી દિશા-જંગલ જઇ આવ્યા પછી હાથ પગ ધોવા જે પાણી વાપર્યું, તેથી તેના હાથ ઉપર શ્વેતપણાની અસર થઈ એ ઉપરથી ચાકરને પૂછ્યું કે આ પાણી તુ ક્યાંથી લાવ્યો? ચાકર ગભરાતો બોલ્યો કે હજુર અહીં નજીકના વીરડામાંથી લાવ્યો છું, એ પાણીનો વીરડો બતાવવાનુ કહ્યુ. ચાકરે સાથે જઇ એ બતાવ્યો. પછી પોતે પુનઃ તે પાણીથી હાથ ધોયા. અને કહેવાય છે કે એ પાણીના ચમત્કારી ગુણને લીધે, તેનો કોઢ નાશ પામ્યાથી તે ઘણો પ્રસન્ન થયો અને બ્રાહ્મણોને બોલાવી ત્યાં મોટો કુંડ (પુનઃ જીર્ણોદ્ધાર કરી) બંધાવ્યો. અને યત્ન કરી બ્રાહ્મણોને પ્રસન્ન કરી સિહોર ગામનો ફરીને પટો કરી આપ્યો.

એ કુંડના પગથીયા પૂરાં થઇ રહે છે, અને જ્યાં માત્ર ચોગમ આકારમાં પાણી રહે છે, તે છેલ્લી પાટના મધ્યમાં એક ચોખંડો કુવો છે, તે ઉન્હાળામાં ક્વચિત્ દેખાય છે. જ્યારે આ બ્રહ્મકુંડ છેલ્લો સમરાવ્યો અને

[1] જુઓ પૃ૪ ૨૮.

તે કુવાનુ પાણી પણ પપથી બહાર ઉલેચી ગાળ કઢાવ્યો હતો ત્યારે તે વેળાના વાવનારા કેટલાક કહે છે કે તેના એક પત્થરમા સિદ્ધ-૧૮ એવા મોટા અક્ષર દેવનાગરી લિપિમા લખાયા હતા વળી તેમા કેટલાક લાંબા એવા મજબુત:છે કે જેને આજે ૭૦૦ વર્ષ થયા છતા મના ક ભાગ્યા નથી

એની ચોગમ માપની પહેલી પાટ ૮૨ ફુટની છે એટલે પગથીયાથી ઉતરતા ઉતરતા પહેલી પાટે જઇએ તો ૮૨ ફુટ લંબાઇની પાટ આવે એટલે એનુ ચોગમ માપ ૬૭૮૪ ચોરસ ફુટ થયુ પછી ક્રમેક્રમે ન્હાની થતી જાય છે વચ્ચે કુવો છે.

દરેક પગથીયાની પડખે અને મધ્યમા જુદી જુદી અનેક મૂર્તિઓ કોતરેલી છે એનુ શિલ્પનામ સિદ્ધરાજના સમયનુ હોય એમ દેખાય છે આ કુવને પ્રધાન મહેતા હરખજીએ અગાશી ચારે બાજુ કરાવીને વધારે સુશોભિત અને ઉપયોગી કરેલ છે આ સ્થળે જે રામજી મંદિર છે તે વિશે નીચે પ્રમાણે દંતકથા છે -

આજથી આશરે દોઢસો વર્ષ પહેલા રામાનંદ સંપ્રદાયના રામદાસજી તથા લક્ષ્મણદાસજી નામના બે સાધુ ગંગા કિનારેથી યાત્રા કરતા કરતા સિહોર આવ્યા ને બ્રહ્મકુંડ ઉપર જ્યા સાત પગથીયા ચડતા દક્ષિણ તરફ સીંમડો છે ત્યા મુકામ કર્યો આ જગા રમણીય એકાંતવાળી અને તીર્થની હોવાથી બેઉ ભાઇઓને કાયમ નિવાસ કરવાનુ મન થયુ તેઓ એક દુહો બોલેલા કે –

¹સિદ્ધપુરથી દક્ષિણ દિશે, બ્રહ્મકુંડ તટ ધામ
ઋષિ મુની સંત રહત હે, અંતહે ધ્યાન પ્રકાશ

આ જગા તે આ બ્રહ્મકુંડ છે એમ કહી તેઓ બ્રહ્મકુંડની મહત્તા વધારતા એમને સિહોરના સુની કુટુંબના એક કપોળ વાણીઆએ રહેવાને છાપરૂ બાંધી આપ્યુ તથા પડખે એક ધર્મશાળા કરી દીધી પછી તેમા દેવ પધરાવ્યા પછી ભાવનગર દરબાર તરફથી ઉત્તરોત્તર મદદ મળતા સુંદર મંદીર બંધાયુ.

૧ ક્યાંક આ દુહામા સિધ્ધપુર નામ દેખાય છે તે ભૂલ હોવી જોઇએ

આ જગામાં અગાઉ ઘણી સુંદર ને મોટી ગાયો પળાની. દર [1]ભાદરવી અમાસે અને ગોકુળ આઠમે ત્યાં મેળો ભરાતો.

એ મંદિરને ફરતી અગાશી તથા નીચે છૂટી ઓશરી તથા સુંદર ચોક છે. આ છૂટી ઓશરીમાં બ્રહ્મકુંડના મહંતનાં હાથે ચિત્રેલાં સાત આઠ ચિત્ર છે. તેની પડખે એક બારી છે, તે ઉંચાણમાં હોવાથી હવા ઘણી સારી આવે છે. વિષ્ણુ મંદિર ખાતે પ્રથમ દરબારશ્રી તરફથી ઘણી મદદ મારી અપાતી હતી અહીં સાધુઓને સદાવ્રત અપાય છે.

બ્રહ્મકુંડમાં થોડાંજ વરસો ઉપર એક બ્રહ્માની મૂર્તિ પધરાવવામાં આવી હતી તેને વિશે લોકો કહે છે કે આખા હિંદમાં બ્રહ્માની મૂર્તિ માત્ર એક પુષ્કરરાજમા અને બીજી અહીં સિહોરના બ્રહ્મકુંડમાં અગાઉ હતી તે ઉપરથી આ પ્રકારની મૂર્તિ તૈયાર કરાવવામાં આવી છે. અગાઉની મૂર્તિનો લેખ નીચે પ્રમાણે વંચાય છે.

" स्वस्ति श्री सवत १८८८ ना शाके १७९३ ना प्रवर्तमाने । आश्विन मासे वदीन ( वदि ) पक्षे तिथि ७ सप्तमी गुरुवासरे स्वामी श्री पुरुषोत्तमभाई सरस्वतीये आ ब्रह्मकुंड उपर देरु चणावीने ब्रह्मानी मूर्तिनी स्थापना करी छे, ॥ श्री ॥

આ ઉપરથી જણાય છે કે—ત્યા પ્રથમ બ્રહ્માની મૂર્તિ આશરે સોએક વર્ષ પહેલાં કોઇ પુરૂષોત્તમ સ્વામી નામના સ્વામીજીએ સ્થાપન કરી હતી. એ

૧ શ્રાવણ માસની અમાસને લોકો ભાદરવી અમાસ કહે છે, તેનું કારણ એ છે કે ત્યાં પુનમીયા મહિના ગણાય છે, ત્યાં આ અમાસ ભાદરવા મહિનાની મધ્યમાં આવે, તેથી ભાદરવી અમાસ કહે છે. બળેવને દિવસે શ્રાવણ માસ પૂરો થાય, ને શ્રાવણ વદ ૧ થી ભાદરવો માસ બેસે ત્યાં પહેલું પખવાડીઉં વદિનું ને બીજું શુદિનું થાય એટલે શ્રાવણ વદ ૧ થી ભાદરવા શુદ ૧૫ સુધીમાં ૩૦ દહાડાનો એક ભાદ્રપદ માસ ગણાય અને તેથીજ શ્રાવણ વદ અમાવાસ્યાને ભાદરવી અમાસ કહે છે રજપૂતસ્થાન વગેરેમાં પુનમીયા માસ ગણે છે. પ્રથમ અહીં પણ પુનમીયા માસ ગણાતા હોવા જોઇએ એમ " ભાદરવી અમાસ " શબ્દથી જણાય છે.

સમયમાં મહારાજા શ્રી વિજયસિંહજીનું રાજ્ય હતું. આશરે ૭૫ વર્ષ વ્યતિત થતા એને સુધારાની પ્રવૃત્તિ થઈ અને સં. ૧૯૮૮ માં બ્રાહ્મણની ચોરાશી થઈ તે બ્રહ્માજીની મૂર્તિ નિમિત્તે ચોરાશી વર્ષે ચોરાશી જમાડી બ્રાહ્મણો સંતુષ્ટ કર્યા હશે એની ધામધૂમમાં શહેરના આગેવાન ગૃહસ્થોએ અને રાજ્યના મુખ્ય અમલદારોએ ભાગ લીધો હતો

આજે પણ આ બ્રહ્મકુંડના પાણી વિશે ઘણા માણસોને શ્રદ્ધા છે. એક દમાગનો કોઢ ગયો છે, કોઈ ગોરખ તરફના રાજકુટુંબના આશ્રિતવાળો વિદ્યાર્થી ત્રણ વર્ષ સુધી ત્યાં રહી ટેવ ટપો કરી ન્હાતો. તેને પણ તંદુરસ્તી મળી છે, એ તાજા દાખલા છે. આ ચામુંડામાતાનું સ્થાનક છે. એ ઠેકાણે શ્રાદ્ધવિધિ થાય છે. ઘણા બ્રાહ્મણો દરરોજ ત્યાં નહાઈ શંકરની પૂજા કર્યા પછી જમવાના નિયમવાળા છે. આ સ્થાન સિહોરમાં જોવાલાયક અને તંદુરસ્તી માટે રહેવા લાયક છે. મહારાજા સિદ્ધરાજ અને કુમારપાળના વખતમાં ગુજરાતની શિલ્પકળા જે ઉન્નતિ પામી હતી, તેના નમુના રૂપે પ્રાચીન કારીગરીના પ્રદર્શન રૂપે પણ આ સ્થળ છે.

બ્રહ્મકુંડ માટેની પૌરાણિક હકીકતોને આજના વિજ્ઞાનની દૃષ્ટિએ તપાસી જોતા એક વાત દેખાય છે કે તેના પાણીમાં કોઢ દૂર કરવાનો ગુણ છે. શ્રીકૃષ્ણ અને જાંબુવતીના પુત્ર સામ્બને મગ બ્રાહ્મણોએ કોઢ મટાડ્યાની હકીકત ભવિષ્ય પુરાણમાં છે, તેઓએ આ કુંડનો ઉપયોગ કર્યો હતો કે કેમ એ પ્રશ્નમાં ઉંડા ઉતરીને જોવા જેવું છે ત્રાંબુ લાખો વખત એ પાણીમાં રાખવાથી સુવર્ણ બને છે એટલે કે તેનો રંગ સુધરે છે એ વાત આજે યે સાચી જ છે.

**ગૌતમેશ્વર મહાદેવ**—સિહોરના પવિત્ર સ્થળોમાં ગૌતમી ગુફા અને તેમાંના મહાદેવની મૂર્તિ આનંદ આપે એવા છે, આ જગાએ કુદરતની રચના ભવ્ય, આહ્લાદક તથા અદ્ભુત છે. સિહોરથી દક્ષિણ તરફ નદીને કાંઠે કાંઠે ચાલીને જતા વાડીના ધારની ઉપનાણે ગૌતમ કુંડ આવે છે. આ કુંડમાં બારે માસ પાણી વહ્યા કરે છે ને દુષ્કાળને વખતે પણ ખૂટતું નથી, પાણી પણ ઘણું નિર્મળ રહે છે. ઉન્હાળામાં ભરપૂર પાણી કુંડમાં હોય છે. ને ચોમાસામાં એક પુરુષ પોતાનો હાથ ઊંચો કરે, તો પણ દેખાય નહિ તેટલું રહે છે. એમાં ન્હાઈ ગૌતમેશ્વર મહાદેવમાં જવાય છે, કુંડથી પૂર્વમાં ચાલી પંદી જગા દક્ષિણમાં વળ્યા કે તુરત પગથીયા નજરે પડે છે. આશરે ૭૨–૭૫ પગથીઆ

વડાની ઉપર ચદનાં ગુફાનો ઘુમ્મટ અને ગુફાનું બારણુ દેખાય છે. ત્યાં એક બે ઓરડીઓ કહાડી છે. તથા પડખે ૬૭ બે ચાર પગથીઆં ચડતાં એક નવી ચણાવેલી ધર્મશાળા પણ દેખાય છે. આ ગુફાના ઘુમ્મટ ઉપર અગાશી બનાવેલી છે. અને તે અગાશીના મધ્ય ભાગમાં એક બાણ પધરાવેલું છે. એ બાણની પણ પૂજન થાય છે. આ અગાશીની પડખેથી એક કેડીમાર્ગ ડુંગરામાં ચાલે છે. ત્યાંથી બારોબાર બ્રહ્મકુંડ જવાય છે. તે પછી શહેરમાં પહોંચાય છે આ રીતે ગૌતમેશ્વર જવા આવવાના બે માર્ગ છે.

ગૌતમેશ્વરની [1]ગુફા ઘણી જૂની લાગે છે. તેમાં બેસીએ તો ઘણીજ શાંતિ જણાય છે. મધ્યાહ્ન સમયે ઘણો તાપ પડતો હોય, તોપણ અહીં ઠંડક વરતાય છે. તેમ શીયાળાની ટાઢ પણ બહુ જણાતી નથી. તેથીજ એક કવિ કહે છે કે-"મહાદેવજી કૈલાસ પર્વતની ઠંડકથી કટાળીને ગરમી લેવા માટે આ જગાએ વસ્યા છે." તે ગૌતમ ઋષિએ સ્થાપ્યાં માટે ગૌતમેશ્વર કહેવાયા. નદીની અંદર જે કુંડ બંધાવેલો છે, તે સિહોરના માધવજી કરીને બ્રાહ્મણે બંધાવેલ કહેવાય છે, એક [2]પુસ્તકમાંથી પ્રમાણ મળ્યું છે કે તે કુંડ પણ સિદ્ધરાજે બંધાવેલો, પછી માધવજી ભટે સુધરાવ્યો હશે શ્રાવણ માસમાં હમેશા અહીં ઘણા પૂજારી એકઠા થાય છે. અને શ્રાવણ વદ ૮ (કૃષ્ણ જન્માષ્ટમી) ને દિવસે મોટો મેળો ભરાય છે.

આ જગાને અંગે તમામ ખર્ચ માટે એક મહાદેવપરૂં નામે ગામ જેની જમીન આશરે ૯૦૦ વિઘા છે. (પણ ડુંગરાળી જમીન હોવાથી બહુ ઉપજ આવતી નથી.) લગભગ પાંચસેંહ ઉપજતા હશે. તે વડે તમામ ખર્ચ ચાલે છે,

સ્કંદ પુરાણમાં આ વિષે નીચે પ્રમાણે હકીકત માલુમ પડે છે.

મહાત્મા ગૌતમઋષિ પોતાના આશ્રમમાં હજારો શિષ્યોને ભણાવતા હતા. વિદ્યાભ્યાસ કરી રહી, ગુરુદક્ષણા આપી તથા ગુરુજીની રજા લઇ ઘણા શિષ્યો પોતપોતાને ઘરે જતા. એમાનો એક ઉત્તંક નામે શિષ્ય ઘણાં વર્ષ સુધી ગૌતમઋષિની સેવામાં રહ્યો. અને એકવાર સમીધનો ભારો લઇ

---

૧ ગુફાની અંદરની લંબાઇ ૧૮ ફુટ અને તેટલીજ પહોળાઇ પણ છે શંકરના થાળાથી ઘુમટની ઉંચાઇ ૭-૮ ફુટ છે, બાકીનો ઘુમટ ઢળતો છે

૨ સિદ્ધરાજ જયસિંહનું પરિશિષ્ટ ૧

આણીને ગુરુપત્નિને આપ્યો, તેમાં પોતાની જટાના કેશ ભરાયા હતા. ને જોતામાં એવા તદ્દન ધોળા કેશ જોઈ વિચાર્યું કે મેં તો આખી જીંદગી ગુરુસેવામાં ગાળી છે હવે માત માવતર પાસે જાઉં અને તેમની સેવા કરૂ. આ કારણથી ઋષિજીની આજ્ઞા માગવા ગયો ગુરુએ પ્રસન્ન થઈને કહ્યું કે–તેં ઘણી સારી સેવા બજાવી છે, અને અભ્યાસ પણ થઈ રહ્યો છે, માટે સુખેથી ઘેર જા ઉત્તંકે ગુરુદક્ષિણા માટે આગ્રહ કર્યો પણ ગુરુએ ના કહી.

એટલે ઉત્તંક ગુરુપત્નિ પાસે જઈ બોલ્યો કે માગો ગુરુજી કંઈ પણ પ્રતિગ્રહ કરવા કે દક્ષણા લેવા ના કહે છે, તેથી મને સંતોષ થતો નથી, માટે તેમની વતી આપ મને આજ્ઞા કરો ઉત્તંકનો બહુ આગ્રહ જોઈ ગુરુપત્નિએ રાણી પાસેથી કાનના રત્નજડિત કુંડળ પાંચ દિવસની અંદર લાવી આપવા કહ્યું. મોડું થાય તો શાપ આપવાની ધમકી આપી ઉત્તંક રજા લઈને રાજાના દરબારમાં ગયો આ વખતે રાજાનું સ્વરૂપ બ્રાહ્મ દશામાં હતું તેણે ઉત્તંકને કહ્યું કે તું કુંડળ રાણી પાસેથી લે અને પછી મારી પાસે આવ કે હું તારો ભક્ષ કરૂં ઉત્તંકે તે વાત કબૂલ કરી અને રાણી પાસે જઈ કહ્યું કે આપની પાસે જે કુંડળ છે તે મને આપી દેવાને રાજાએ આજ્ઞા કરી છે. માટે મને કુંડળ આપો એટલે હું માતા ગુરુપત્નિને ભેટ કરૂં

રાણીજીએ સેઉ કુંડળ આપ્યાં, ને કહ્યું કે તક્ષક નાગે એ પ્રથમ માગ્યાં હતાં, મેં આપ્યાં નથી, માટે જાળવીને લઈ જજે રસ્તામાં કયાંક હેઠે મૂકીશ નહિ ઉત્તંકે તે લઈને ગુરુ પાસે જવાનો રસ્તો લીધો

વચમાં તે ભૂખ્યો થયો એક બીલીનું ઝાડ આવ્યું તેના ઉપર સારાં બીલાં પાકેલાં હતાં તે ખાવા કુંડળની પોટલી હેઠી મૂકી ઉપર ચડ્યો. દરમિયાન તક્ષક નાગે આવીને પોટલીમાંનાં કુંડળ ચોરી લીધાં, અને પાતાળમાં પેસી ગયો નીચે આવીને ઉત્તંક જુએ છે, તો કુંડળ ન મળે! એણે ધાર્યું કે જરૂર તક્ષકનાગ તે ઉપાડી ગયો છે વાસ્તે તેનો રાફડો તથા રહેઠાણ ખોદી નાખ્યાં અને અગ્નિથી તેને બાળવા માંડ્યો બધા નાગ ભેગા થઈ તક્ષકને કહે કે આ પવિત્ર બ્રાહ્મણ આપણને બાળી દેશે, માટે તેનાં કુંડળ આપી દે પછી તક્ષકે તે આપી દીધાં ને પગે લાગ્યો તે લઈ ગૌતમ ઋષિની પત્નિ અહલ્યા પાસે ઉત્તંક આવ્યો અહલ્યા વિચાર કરતાં હતાં કે હજુસુધી આવ્યો નહિ માટે મોડો થશે તો શાપ આપવો પડશે પણ તેજ ક્ષણે ઉત્તંકે કુંડળની જોડી ગુરુપત્નિને ભેટ કરી તે તેમણે કાનમાં

પહેરી, અને આશીર્વાદ આપ્યો કે બેટા તારૂં કલ્યાણ થશે. હવે તું ઘરે જા અને આનંદ કર. ઉત્તંક પોતાને ઘરે ગયો.

આ રાફડાના ખોદાણથી જે ગર્ત પડ્યો, તે બહુ મોટો હતો. તેથી ઋષિઓની ગાયોને જવા આવવામાં હરકત પડવા લાગી. વસિષ્ઠે પર્વતની પ્રાર્થના કરીને એ ગર્ત પુરાવ્યો. તે પર્વતનું નામ અર્બુદાચલ પડ્યું. ગૌતમ ઋષિ ત્યાંથી સૌરાષ્ટ્રના વિભાગમાં આવ્યા, અને ત્યાં પણ આવીજ ભૂમિ જોઇ આનંદગિરિ નામે પર્વતમા રહેવાનું ઠરાવ્યું. આનંદગિરિની વિનતિ ઉપરથી ત્યા ગૌતમી નદી આપ્યાં. તેમજ એક કુંડ પ્રગટ્યો. એજ વખતે પર્વતની ગુફામાં સ્વયભૂ બાણુ નીકળ્યું. તેને ગૌતમ ઋષિના નામથી ગૌતમેશ્વર કહેવા લાગ્યા. આમ હકીકત સમન્વય છે.[૧]

કેટલાકનું ધારવુ એવું છે કે ગૌતમ બુદ્ધ જેણે બૌદ્ધ ધર્મ ચલાવ્યો, તેણે આ ગુફામા તપ કરેલુ તેથી ગૌતમી નદી વગેરે નામ છે. પણ એ વાત બહુ માનવા જેવી નથી. કારણકે આ દેશમાં તથા શેત્રુંજા પર્વતની નજીકના ભાગમાં બૌદ્ધની અસર લેશ પણ હાલ દેખાતી નથી. બ્રાહ્મણોનું આ સ્થળે પરિબળ હોવાથી ગૌતમેશ્વર મહાદેવ અને ઋષિવર્ગની મહત્તા હોઇ વૈદિક ધર્મ પ્રમાણે માન્યતા તેમજ પૂજા સેવા લાંબા કાળથી પ્રચલિત છે.

બીજી દંતકથા એક એવી પણ છે કે આશરે ત્રણ હજાર વર્ષ પહેલાં આ દેશમાં સાત દુકાળ પડ્યા, તે વખતે ગૌતમ ઋષિ આ ગુફામાં રહેતા હતા, તેમના નામથી આ ગુફા ગૌતમી ગુફા કહેવાતી હતી. ગૌતમ ઋષિ મહા તપસ્વી અને શક્તિવાળા હતા. તેથી સાત દુકાળના વખતમાં ગોદાવરીને કાંઠેથી નાશિક ત્ર્યંબકથી કેટલાક ઋષિ મુનિઓ આ ગૌતમ ઋષિને આશરે આવીને રહ્યા. તે બધાનુ પાલણ પોષણ સાત વર્ષ સુધી ઋષિએ કર્યું. એમનામાં એવુ બળ હતું કે મંત્રના પ્રભાવે રોજ સવારે ડાંગર વાવે ને સાંજે લણી લઇ તેને રાંધી સૌને જમાડે. એ પ્રમાણે સાત વર્ષ સુધી નભાવ્યા બાદ જ્યારે આઠમે વર્ષે સુકાળ થયો, ત્યારે સૌને પોતપોતાને સ્થળે જવા વિચાર થયો. અત્યાર સુધી સૌના ઉપર અનુગ્રહ કરી જેણે કાળ ઉતાર્યો, તેના તરફની માનદષ્ટિ ઓછી થઈ. કેમકે એમની હરહાર રહી નહિ માટે ગૌતમઋષિના ઓશીયાળા થઇ પડી ન રહેવું

૧. આવી લાંબી કથા આપીને એટલું બતાવવાનો હેતુ છે કે ગૌતમીનો પ્રવાદ બહુતાયે તેનું પૌરાણિક પ્રમાણ આપી શકાય તેમ છે.

તેવું મનમાં થયું. તેમજ ઋષિ ગૌતમ પોતાને કોઇવાર મેણું ન મારે એમ કરવા માટે ઉપકારના બદલામાં અપકાર કરવાની–ખાઇને ખોદવાની–વૃત્તિ જાગૃત થઇ. વિશ્વામિત્ર ઋષિએ દર્ભની એક ગાય બનાવી ને પેલી શાળ (ડાંગરના છોડ) માં ચરવા મૂકી, તે વાતની ગૌતમઋષિને કોઇએ ખબર આપી, તે વખતે ગૌતમઋષિ સંધ્યા કરતા હતા, તેથી ઉઠયા નહિ. પણ એક દર્ભની શલાકા ગાય ઉપર ફેંકી, જેથી ગાય મરી ગઇ. આમ થવાથી વિશ્વામિત્રાદિક ઋષિએ ગૌતમનો તિરસ્કાર કર્યો. ને કહ્યું કે તમે ગૌહત્યાકરી માટે તમારી પાસે રહેવું નહિ એમ કહી ચાલી નિકળ્યા, એ વખતથી ગૌતમઋષિ અહીં રહ્યા, ને ગુફામાં શિવજીનું સ્થાપન કર્યું. તથા તપ કરી કૃત્રિમ ગાયનું પાતક ન લાગે, એવી રીતે આચરણ કરી પવિત્રતામાં વધારો કર્યો. આ મહાદેવ પાસે નદીમાં કુંડ છે. તે દોઢસો વર્ષ પહેલાં ભટ માધવજીએ બંધાવેલ એમ કહેવાય છે. એ અગાઉ સિદ્ધરાજે બંધાવ્યો હશે.

દંતકથા અને ઇતર સાહિત્ય ઉપરથી જે સાર નીકળે છે તે માત્ર એટલો જ છે કે ગૌતમી નદી, ગૌતમકુંડ અને ગૌતમેશ્વર મહાદેવ એ ત્રણે સ્થાનો એકજ નામમાંથી ઉદ્ભવ્યાં છે. અને એ ત્રણે સ્થાનોમાં નામ સિવાય બીજું કશું અતિ પ્રાચીન માલુમ પડતું નથી. કાલક્રમે આ નદીના વહનમાં પણ ફેરફાર ઘણો થયો હોવો જોઇએ. ખંભાતના અખાતના આ કિનારા ઉપર એવા ફેરફારો ઘણા થાય છે અને મુકાબલે ઓછાં વરસોમાં થાય છે. ગુફા બેશક વધારે પ્રાચીન છે પણ તેનો કાલ નિર્ણય થઇ શકે તેમ નથી. ગૌતમઋષિ અને અહલ્યાનાં નામો આ સાથે સંકલિત કરવામાં આવ્યાં છે તેનો અર્થ નથી.

શ્રી[1]પ્રગટનાથ મહાદેવ—સિહોરના રળિયામણા નદી તટ ઉપર ઠેઠ ગૌતમેશ્વરથી આરંભીને પ્રવાહ સાથે ચાલતાં અનેક દેવાલયો નજરે પડે છે. તેમાં શહેરની નજીક અને મોખરે છેલ્લું (ઉત્તર બાજુએ) આ વિશાળ અને રમણીય દેવસ્થાન છે. ભાવનગરના દરવાજા બહાર નીકળી પ્રગટનાથના ઢાળ જઇ એ જગાએ આવતાં તેના પ્રવેશદ્વાર પાસે ચોગાનની બેઉ બાજુ

---

[1]प्रकट रमणनामा गौतमीतीर धामा ।
गिरिरजनिवामा विश्वचेतो विरामा ॥
त्रिपुर गहदामा भक्त दत्ताप्तकामा ।
हिमकिरणललामा या तनु

બે જટાધારી બાવાનાં પૂતળાં બેસારેલાં છે. તેના હાથમાં ચોપડીઓ આપવામાં આવી છે. જાળીની અંદર જતાં ડાબી બાજુ કુવો, અને જમણી બાજુ ગૃહસ્થ યાત્રાળુઓ માટેના ઓરડા છે. કુવાથી પશ્ચિમમાં જતાં એક બારણું આવે છે, તેમાં થઇને પગથીઆં ઉતરીને જતાં સાધુ સંતને ઉતરવાની જગા-ફુરજા-દેખાય છે, ત્યાંથી પાછા આવી મુખ્ય દરવાજામાં પેસતાં મોટો ચોક છે. તેની જમણી બાજુ એકઢાળીયાં છાપરાંની હાર ઠેઠ લીમડા સુધી ગઇ છે. આ લીમડાના ઝાડની પડખે એક બારી છે, ત્યાંથી ટળની સડકે થઇ બારો-બાર નદી ઉપર જવાનો રસ્તો છે. આ ચોકના દક્ષિણભાગમાં એક મોટો ફુરજો છે, તથા દરવાજાને લગતો ઓરડો છે તે પણ મુસાફરને ઉતરવાના કામમાં વપરાય છે. એ વિભાગ મૂક્યો કે પ્રગટનાથના દહેરામાં જવાની ડહેલી આવે છે. એ ડહેલીને મથાળે સુંદર મેડી છે. એ મેડીમાં એક અગાશી છે, તેમજ અંદર એક ઓરડો છે. આ નહાની ડહેલીમાં જતાં સામે શ્રી પ્રગટનાથનું દહેરૂં અને તેને ફરતી [1]અગાશી નજરે પડે છે. પ્રગટનાથનું આ દહેરૂં સંવત ૧૯૨૪ ની સાલમાં મહેતા શામજી ભીમજીએ બંધાવ્યું એમ શિલાલેખમા છે. પરંતુ અગાશી પડખેના જાળીવાળા ઓરડા, અગાશીમાં દેરાની વાયવ્યમા બંગલો તથા બહારના ઉપના તથા નીચેના ઓરડા તો પાછળથી બંધાયા છે. જે ઓરડા કમ્પાઉન્ડમાં પેસતાંજ જમણા હાથ ઉપર છે, તેમા ઉપરના બેઉ ભાગ મહેતા ભાઇચંદ શામજીએ પોતાના માતુશ્રી "જસુબાઇ" ના નામ સ્મરણાર્થે બંધાવેલ છે. અને નીચેના ઓરડા પોતાનાં ધર્મપત્નિ બાઇ "ગોમતી" ના આરોગ્ય નિમિત્તે બંધાવેલ છે. આ જગાને અંગે એક મોટો ખુલ્લો વંડો ઉત્તર બાજુએ છે. જ્યાં પગ રસ્તે જતાં આગળ ગાડાં, ઘોડાં અને ગાડીવાળા રહે છે, અને તેની દેખરેખ પોલીસ રાખે છે.

સાંજે આરતી થતાં અગાઉ દહેરાની પછવાડેની અગાશીની હર્ષપારણી ઉપર લોકો બેસે છે. નદીતટ ઉપરનાં આમ્રવૃક્ષ, નદીનો પ્રવાહ અને સંધ્યા સમયનાં વાદળનો રંગબેરંગી દેખાવ, મયૂરાદિ પક્ષીના કલરવ એ બધું એકજ વખતે દૃષ્ટિગોચર થાય છે.

---

૧ એ અગાશીની લંબાઇ ૫૪ ફુટ ને પહોળાઇ ૪૦ ફુટ છે દેરાની લંબાઇ ૨૪ ફુટ ને પહોળાઇ ૧૭ ફુટ છે. તે બેઉ સંવત્ ૧૯૬૨ ની (વિક્રમ વર્ષ) સાલમાં બંધાવ્યાનું લેખથી જણાય છે.

યુરોપી મુસાફર ડાક્ટર ઓલ્ડફિલ્ડે આ જગા માટે મોટો નિબંધ લખ્યો છે, અને વ્યવસ્થા અને જગાનું સૌંદર્ય એ સઘળાની ભારે તારીફ કરી છે.

મર્હુમ ભાઇચંદ મહેતા દરબારશ્રીના વસુલાતી ખાતામાં વહીવટદાર હતા. તેઓ પેન્શનર થયા પછી ધર્મધ્યાનમાં સમય વ્યતિત કરતા અને આ જગાની વૃદ્ધિ અનુકૂળતા તથા આબાદી માટે હમેશ ખંતથી ખબર લેતા. ત્યાં દાળીયાનું સદાવ્રત અપાય છે, શ્રીપ્રગટનાથની પૂજા માટે અતીત બાવો રહે છે. તેને જગા તરફથી પણ અમુક પગાર અપાય છે. આ દહેરા ખાતાની વસ્તુઓ તથા જગાના સાહિત્યની વસ્તુઓ જુદીજ નોંધમાં લખાય છે.

મંદિરની અંદર શ્રીપ્રગટનાથનું બાણ સ્વયંભૂ છે. તેના થાળાને પીતળથી મઢેલું છે. બે મોટી ઉંચી પીતળની દીવીઓ છે. અને દર શ્રાવણીયા સોમવારે ભારે ધામધૂમથી પૂજન થાય છે. આ વખતે સુવર્ણનું મ્હોરૂં શંકરને પહેરાવે છે, તેની ઉત્પત્તિની જે દંતકથા મળી છે તે નીચે પ્રમાણે છે.

સિહોરમાં કપોળ વાણીયાનાં ઘર વિશેષ છે. તેમાં જુદી જુદી અવટંકો છે. મુની, મહેતા, બૂતા, શઘડી, ચીતળીઆ વગેરે. તેમાં હાલ વૈદ્યકનો ધંધો અનુભવી વૈદ્યની માફક ચલાવનાર મુની વનમાળી મૂળજી છે. તેણે આ દંતકથા લખાવી છે.

આજથી આશરે દોઢસો વર્ષ પહેલાં માવજી મુની કરીને એક કપોળ હતા. તેઓ પોતાનો નિર્વાહ ખેતી કરીને ચલાવતા. તેઓ ચોમાસાના વખતમાં ઢોર ચારવા ને પાવા જાય, ત્યારે નદીને પૂર્વ કાંઠે એક ટેકરી પર બેશી બીજા ભાઇબંધ દોસ્તદાર ભેગા બેશી વાતો કરે, અને ઢોરની સંભાળ રાખે. એ રીતે એ ટેકરી માવજી મુનીની બેઠક જેવી હતી. એક વખત માવજી મુનીને સ્વપ્ન થયું, ને મહાદેવે સ્વપ્નમાં કહ્યું, કે જે જગાએ તમે નદી કાંઠે બેસો છો, તેની નીચે ૨-૪ હાથ ખોદાણ કરાવશો, તો તમને શંકરનું બાણ જડશે. એ બાણની એજ જગાએ તમારે સ્થાપના કરવી.

આ ઉપરથી માવજી મુનીએ સ્વપ્નમાં બતાવેલી જગાએ જઇને ખોદાણ કરાવી જોયું, તો ખરે શંકરનું બાણ નીકળ્યું. (જે આજે સુશોભિત મંદીરમાં સ્થાપિત છે.) પછી તે જગાએ ઓરો ચણાવી પાંચ બ્રાહ્મણને બોલાવી વિધિ કરીને શંકરની પ્રતિષ્ઠા કરી. અને સૌને સ્વપ્નની વાત કહી. એ ઉપરથી વિપ્રોએ કહ્યું, કે આ મહાદેવ પોતાની મેળે પ્રગટ થયા, માટે

એનું નામ [1]પ્રગટનાથ પાડ્યું. એની પૂજા માટે એક બાવો રાખ્યો, અને પૂજાની સામગ્રી અપાણી. રોજ પૂજા સેવા થવા લાગી. પછી તો માનતાઓ થવા લાગી. મુનીના ઘરમાં પણ સારું થયું એટલે સૌની આસ્થા વધી. શ્રાવણ માસમાં બ્રાહ્મણો રૂદ્રિઓ કરવા આવવા લાગ્યા. ને કેટલાક દરરોજ દર્શન કરવા આવવા લાગ્યા. તેમની સેવાભક્તિમાં શ્રદ્ધાવાળા જે ગૃહસ્થો હતા, તેમાં મહેતા રામજી ભીમજી મુખ્ય હતા. એઓ રાજ્યના મોટા હોદ્દાવાળા હતા, તેથી તેમણે દહેરૂં કરાવ્યું. એ મુનીની આસ્થા ઉપરથી ગામના બીજા ભક્તો પણ ત્યા જવા લાગ્યા. માનતાઓ થવા લાગી અને મુની કરતાં મહેતા રામજીની આસ્થા વધી, અને તેમની માનતાઓ સફલ થતી ગઈ તેમ તેમ મહાદેવજીની જગામાં પણ સુધારો વધારો થતો ગયો.

**શ્રી રામનાથ મહાદેવ**—સિહોરથી અગ્નિખૂણા તરફ દેવગાણાને માર્ગે આશરે દોઢ માઇલ પર આ શિવાલય છે. ત્યાં એક સારી ધર્મશાળા પણ કરાવેલી છે, એમા પૂજારી રહેતા. પડખે વાવ અને અવેડો પણ કરાવેલ છે.

જૂનુ સિહોર એ બાજુએ પૂરૂં થાય છે, ત્યાં આ મહાદેવ છે. એ દહેરાથી થોડેક દૂર આગળ વધીએ તો જૂના સિહોરના ગઢના દરવાજાનાં નિશાન છે. આ સ્થળ એકાંતમા અને મુસાફરોને આશરો લેવાને ઉપયોગી છે. લોલીયાણેથી કારભારી તરીકે આવેલા દેશાઇ રામજી મેરાજ જેના વંશજો (જે પાછળથી મહેતા કહેવાયા) હરખજી મહેતા વગેરેના વડવાએ આ મહાદેવની પ્રતિષ્ઠા કરેલી છે, અને રામનાથ નામ પાડેલું છે.

સ્થાન બહુ પુરાતન નથી, પણ રામજી મહેતાના સમયમાં તેની વધારે જાહોજલાલી હતી, કારણકે પ્રગટનાથ ધારનાથ, ઇત્યાદિ મહાદેવની તે વેળા સ્થાપના થઈ નહોતી, હાલ ક્વચિત જ લોકો ત્યાં જાય છે. પરંતુ ભાવિક ભક્તો તેની દેખરેખ રાખે છે. અને શ્રદ્ધાળુ લોકોને કહી જીર્ણોદ્ધાર કરાવે છે. એ દહેરાના સભામંડપને જાળી તથા ઘુમટ કરાવવા નિમિત્તે રૂ. ૩૦૧) સંઘવી ગોકુળદાસ જમનાજીની યાદગીરી માટે ભાઈ મનમોહનદાસે આપ્યાનો લેખ છે તે આધુનિક છે.

---

૧ અપભ્રંશમાં "પ્રગટનાથ" બોલાય છે, તેમજ લખાય છે મુની માવજી પાળ-મોનજી, હંસરાજ મૂળજી અને વનમાળી એ પ્રમાણે પેઢી છે.

આ દહેરું આશરે બસેં વર્ષ ઉપર બંધાયું હશે, એમ રામજી મહેતાના કારભારના સમય ઉપરથી જણાય છે.

રામજી મહેતાના વંશમાં પછીથી વલ્લભીસંપ્રદાય દાખલ થયો, તે એટલે સુધી કે હરખજી મહેતાએ પોતાને ઘેર હવેલી કરાવીને ત્યાં ઠાકોરજી પધરાવ્યા છે, જેની સેવા અદ્યાપિ પર્યંત તેના વંશજો નિયમિત રીતે કરે છે.



# પ્રકરણ ૧૨ મું.

## સ્થાનો અને દંતકથાઓ–ચાલુ.

**સુખનાથ મહાદેવઃ**—સાતશેરીના ડુંગરની પડખે જ પશ્ચિમ બાજુએ આ મહાદેવની જગા છે તે પુરાતન હોય એમ જણાય છે. જૂના શહેરના મધ્યમાં તે હશે એમ લાગે છે. હમણાં ત્યાં જવાને માટે પગથીયાં ઠેક સુધી કરાવ્યા છે. પગથીયાં ચડી અંદર જતાં પહેલાં ખડકી આવે છે. તેમાં પેસતા વિશાળ ચોક અને જમણી બાજુએ ધર્મશાળા છે. ત્યાંથી આગળ જતા દહેરામા જવાનુ દ્વાર આવે છે. એ જૂના દહેરાની અગાશીનો જીર્ણોદ્ધાર સંવત્ ૧૯૬૯ ના અષાડ માસમાં ભારદ્વાજ ગોત્રી પંડ્યા વેલજીના સ્મરણાર્થે પંડ્યા રતનજી વેલજીએ કરાવેલ છે. તેમજ પગથીઆં મોઢ વાણીયા પરમાણંદદાસે પોતાના પિતા વ્રજલાલ વલ્લભદાસના સ્મરણ માટે કરાવ્યા, તથા ઉપરના પગથીયાં અને દહેરી બહારની અગાશી દોશી દુર્લભદાસ ખોડીદાસે બંધાવી સુખનાથ મહાદેવને અર્પણ કરી છે.

મહાદેવજીના દહેરા પછવાડે એક મોટી વિશાળ અગાશી દરબાર તરફથી બંધાએલી છે, ત્યાં સરસ પવન આવે છે. કાર્તકી તથા ચૈત્રી પુનેમે પાલીતાણાના ડુંગર શેત્રુંજયના દર્શન કરવા શ્રાવકો અહીં પણ આવે છે, આ અગાશીમાથી એ પર્વતના દહેરાનાં શિખર દેખાય છે. શ્રાવકોના દેવના પગના ત્યાં પધરાવેલાં છે. અને હિંદુ તથા જૈન લોકો તેનો ઉપયોગ કરે છે.

સુખદેવ નામે બ્રહ્મચારીએ આ મહાદેવની સ્થાપના કરેલી તે ઉપરથી સુખનાથ નામ પડેલુ છે.

**સુખનાથની વાવ**—શહેરમાથી મહાદેવ તરફ જતાં નજીકમાં વાવ છે. તેને ફરતો અવેડો કરાવેલ છે. એ અવેડો (હવાડો) દરબારથી તરફથી ભરાય છે ને શહેરનાં તમામ ઢોર તેમજ તળાજા, મહુવા, દાઠા તરફ જતો ધોરી માર્ગ છે, તેથી મુસાફરોના જાનવર તેમજ ગાડાના બળદો વગેરે પાણી

પીએ છે, ને ગાડાં તથા મુસાફર આરામ લેવા ધારે તો લઇ શકે તેવું છે.

જૂના સિહોરનાં પુરાતન મકાનમાં માત્ર આ એક જ દહેરૂ નમુનારૂપ છે. ને તે જૂની બાંધણીનું છે. દક્ષિણ બાજુના બ્રાહ્મણો ત્યાં પૂજા કરવા જાય છે.

**જોડનાથ મહાદેવ:**—સુપનાથથી પશ્ચિમમાં અને બ્રહ્મકુંડથી દક્ષિણમાં આ જગા છે. દોશી કુટુંબના લલ્લુ દોશીએ એ જગા સુધરાવીને દેરૂ કરાવ્યું છે, તથા નવી ધર્મશાળા કરાવી છે. પણ તે આબાદ નથી.

એ જગાએ આંમલીનાં બે ત્રણ ઝાડ છે, ત્યાં એક ફકીર રહેતો, તેને એ સ્થાન છોડવું પડયું, તેથી તેણે નારાજ થઇ શાપ દીધો કે જોઇ લેજે શા હાલ થાય છે તે. આ પછી એ જગામાં કંઇ દરબારી જમીન ભળવા બાબત વહીવટદારે તજવીજ કરવાથી સંવાગનું કામ ઝોળે પડયુ છે. આ મહાદેવ પાસે એક પુરાતની મોટા ઘેરાવવાળો કુવો નીકળ્યો છે. તેમાં પુષ્કળ પાણી છે. તેની આસપાસ લોઢાના-ટાંકા છે, તેથી જણાય છે કે સિહોરી તરવાર કટાર વગેરે હથિયારોને પાણી આ કુવાનુંજ પાતું હતું. આ પાણી પાએલા હથિયાર બહુ તીક્ષ્ણ અને મજબુત થતાં હતાં એમ કહેવાય છે.

એ કુવાની આસપાસ ફુલઝાડ નાખ્યાં છે, તથા સુંદર મંડાણ કરાવેલુ છે. તે આધુનિક છે.

**શ્રી રાજનાથ મહાદેવ**—[1]દોશી કુટુબની આસ્થાના બીજા મહાદેવ શ્રી રાજનાથ છે. જેમ ભાઈચંદ મહેતાના કુટુમ્બવાળા પ્રગટનાથની આબાદી માટે તન મન ધનથી મદદ કરે છે. તેમ દોશી કુટુબવાળા રાજનાથ મહાદેવ ને મદદ કરે છે.

શહેરના મધ્ય ભાગમા, માર્કીટની દક્ષિણે, રાજનાથ મહાદેવનું શિવાલય છે. એ પ્રખ્યાત મહારાજાશ્રી વિભાજીએ નવુ સિહોર વસાવ્યું, ત્યારે દરબારથી તરફથી બંધાવેલ છે. તેથી રાજનાથ નામ પડયુ છે.

[1] રાજનાથ અથવા રાજરાજેશ્વર મહાદેવ પ્રતિ ગામના ઘણા બ્રાહ્મણોની અને વણિકોની શ્રદ્ધા છે. દરરોજ તેનાં દર્શન કર્યાં પછીજ રાતે ખાણુ કરવું એવા નિયમવાળા પણ ઘણા જણ છે. ત્યાં બે મોટી હવેલીઓ અને બ્રહ્મદેવજીના મંદિરને લીધે શહેરના હિંદુઓનો મોટો ભાગ વૈષ્ણવી સંપ્રદાયમાં છે.

એની હવેલીની મેડી દેશી કુટુંબના માણસોએ ચણાવીને તેમાં કન્યાશાળા બેસે તેવી યોજના કરાવી હતી. પ્રથમ ત્યાં એવી ગોઠવણ ન હોતી.

પ્રખ્યાત વિદ્વાન ભટજી કુબેરભટના પુત્ર નથુભટ ત્યાં ચાતુર્માસની કથા કરતા પરંતુ કન્યાશાળાની યોજના થયા પછી કપોળની જગામાં કથા થતી હતી. આ સ્થાનમાં એક ચોક આગળ દેરી છે. તેમાં સંવત ૧૮૧૩ની સાલનો લેખ છે. કોઇ ગોસાઇએ સમાધી લીધેલી તેના ઉપરથી એ દેરી છે. ત્યાં પૂજન કરવાને અતીત રહે છે. મહાદેવના થાળા ઉપર જે કંઈ પ્રસાદ, અથવા થાળ ધરાય તે લે છે.

આ રાજનાથ મહાદેવની નજીક પૂર્વમાં મોરલીધરજીનું મંદિર છે. એમ શહેરના વર્ણનમાં છે, તે જગા પણ સિહોર બંધાયું તે સમયનીજ છે. શહેરમાં મુખ્ય અને રાજ તરફથી સ્થપાએલાં એવાં આ બે મંદિરો છે.

એ સિવાય શહેર બહાર પંચમુખા મહાદેવની જગા છે, તે પણ રાજ્લોક તરફથીજ બધાએલ છે.

**પંચમુખા મહાદેવ**—આ શિવાલયની વિશાળ જગા પોરટઓફીસની પાસે છે. સિહોરીમાતાનુ દહેરૂં તેની સામેજ દેખાય છે. શિવાલયનો દરવાજો પૂર્વ બાજુનો છે. મુખ્ય શિવાલય એ જે. ને બીજી પાંચેક ન્હાની દેરીઓ છે. જેમાં પચમુખા મહાદેવ બિરાજે છે તે દહેરૂં સંવત ૧૮૪૫માં મહારાજાશ્રી વખતસિંહજીએ પોતાના પૂજ્ય પિતાશ્રી અખેરાજજીના નામથી બંધાવ્યું છે. એ બાબતનો આરસનો લેખ છે. મહાદેવનું નામ કામનાથ છે. એ સિવાય પાંચ દેરી નીચેના ક્રમવાળી માલુમ પડે છે.

બાઈશ્રી સાહબાએ[1] (૧) દાદાભાઇના સ્મરણાર્થે નીલકંઠનું મદિર. ૧૮૪૬ માં, (૨) કુંવર શ્રી જીવાભાઇના સ્મરણાર્થે ગમેશ્વરનું ૧૮૪૧ માં, (૩) કુમાર શ્રી બાપુભાના સ્મરણાર્થે ધનેશ્વરનું ૧૮૪૫ માં, (૪) ૧૮૪૭ માં રામનાથનું મદિર બાશ્રી આજુબાના સ્મરણાર્થે એટલાં બંધાવ્યાં હતાં અને દાદભાનાં માતુશ્રી વખતુબાએ કુમારશ્રી કેસરીસિંહજીના સ્મરણાર્થે રામેશ્વરનું મદિર બંધાવ્યું હતું.

આ બધી દેરીઓ વિક્રમની ઓગણીશમી સદીની છે. તેમાં વિશેષ કારીગરી નથી. પણ મરનારની યાદગીરી માટે રાજ્લોકમાં શિવનું સ્થાપન કરવાની

૧ આ સાહબા તે ઠાકોરશ્રી વખતસિંહજીના મા હશે, એમ ઘણાનું કહેવું છે.

રૂઢી હોવાથી આ બંધાએલાં છે. નદી કાંઠે દાદાની દેરીના સ્થાન પણ એજ કારણથી થએલ છે.

દરેક લેખના અક્ષર બાળબોધ છે. ને ભાષા ગુજરાતી છે.

આ મહાદેવની પૂજા હાલમા થતી નથી. મહાદેવનુ બાણ અસલ નથી પણ તેને પાચ મુખ કોરેલા છે તેથી લોકો પંચમુખા મહાદેવની જગા કહે છે.

**દાદાની દેરી**—ગૌતમી નદીના પશ્ચિમ કિનારા ઉપર મુસાફરી બંગલા તરફ જતા જે ત્રણ મોટા શિવાલય નજરે પડે છે, તે "દાદાની દેરી" નામે ઓળખાય છે આ જગામા પુષ્કળ મસાણ છે. ફરતા વડા અને દક્ષિણ તરફ મોટી ડેહલી છે. એક પૂર્વ તરફ ન્હાનુ બારણું છે તે નદીના તટ ઉપર જ છે આ દેરો સવત્ ૧૯૦૫ની સાલના છે. મર્હુમ નામદાર પાટવી કુવર ભાવસિંહજી જેઓ મહારાજશ્રી વિજયસિંહજીની હયાતીમા વિક્રમ સવત ૧૯૦૧ મા કૈલાસવાસી થયા હતા, તેમનુ સમાધીસ્થાન સિહોરમા એ જગાએ હોવાથી મર્હુમ કુમારના માતુશ્રી બાઇ વખતુબાએ એ બેઉ દેરીઓ (ખરે-ખરા તો મોટા શિવાલય છે) સુશોભિત રીતે કરાવી છે [1]પ્રતિષ્ઠા વખતે આખા સિહોર પરગણાની બ્રાહ્મણોની ચોરાશી જમાડ્યાનુ લેખમા છે ઉત્તર બાજુના શિવાલયમા 'વિશ્વનાથ" મહાદેવનુ નામ આપેલુ છે ને મધ્યના મંદિરમા "શ્રી ભાવનાથ" મહાદેવ-મર્હુમ કુમાર ભાવસિંહજીના નામથી રાખેલુ છે. ભાવનગર સ્થાપનાર મહારાજા ભાવસિંહજી થઇ ગયા, તે પછી આ કુમારનુ નામ ભાવસિંહજી પાડેલુ, તેને બદલે દાદાકુવર કહેતા. ને દહે-રાની સજ્ઞા પણ એજ કારણથી દાદાની દહેરી એમ બોલાય છે.

હાલમા કુરજા અને શિવાલયને જુદા પાડવા માટે એક મોટી વંડી ચણી છે. કુરજાનો ભાગ દરબારી માણસોને ઉતરવાના કામમા લેવાય છે.

દક્ષિણ બાજુનુ શિવાલય સવત્ ૧૯૬૦ ની સાલમા મહારાજશ્રી જસવતસિંહજીએ બાશી બોનડાના સમરણાર્થે બનાવેલ છે બન્નેના ઘાટ અને રચના લગભગ સરખા છે

---

૧ એવો એક સાધારણ નિયમ છે કે દરબારને પડને જે જગાએ ભૂમિદાહ કરવામાં આવે, ત્યાં શિવાલય ચણાવી શંકરના બાણની પ્રતિષ્ઠા કરાય છે ને મરનારના નામ ઉપરથીજ શંકરનું નામ પડાય છે.

આ જગાએ એક કુવો છે, તેનું પાણી ઘણુંજ સરસ છે. મુંબઇ વગેરેથી હવાફેર કરવા માટે આવનાર દરદીઓને તે બહુ લાભકારક થઇ પડે છે.

આ જગા નજીક એક ફુલવાડી છે. તે મેલાણીઆની જગાના નામથી ઓળખાય છે. જમાબંદી ઉઘરાવનાર શખ્સો પીલાજી ગાયકવાડ ને કંતાજી કદમબાંડે વગેરે ત્યાં પડાવ નાંખી પડેલા તે વખતથી એ જગાનું નામ મેલાણીઆ પડયુ છે. આ વાડીમાં અગાઉ ઘણાં ફળાઉ ઝાડ તથા ફુલ ઝાડ થતા હતાં, ને તેનો ખર્ચ દરબારશ્રી તરફથી અપાતો હતો.

**સિહોરી માતા**—સિહોરના ડુંગરામાં ઉંચી આકર્ષક તથા રમણીય દેરી સિહોરી માતાની છે. પ્રત્યેક મુસાફરને રેલ્વે સ્ટેશનથી તે નજરે પડે છે. આ દહેરી મર્હુમ મહારાજા શ્રી સર તખ્તસિંહજી બહાદુરે કરાવેલી છે, તેની પહેલા જૂની દહેરી હતી, જેનાં કેટલાક પ્રસ્તર આજુબાજુ નજરે પડે છે.

તેમાના એક ઉપર “ મારુદેવી ” એવા અક્ષર વંચાય છે. આપણા ગોહિલ દરબારો મારુરાજા (મારવાડમાંથી આ તરફ આવ્યા માટે) કહેવાય છે, તેમની કુળદેવી તે મારુદેવી હોય. જૈનો કહે છે કે ઋષભદેવની માતા મરુદેવી કે મારુદેવીના સ્મરણાર્થે આ સ્થાપના થઇ હોય. એના પૂજારી કહે છે કે જૈનનો સબંધ નથી. એ તો જાની બ્રાહ્મણોની કુળદેવી છે. કારણ કે જે વખતે બ્રાહ્મણોને એ સ્થળ મળેલું તે વખતે પોતાની એ કુળદેવીની સ્થાપના અગર આવાહન કરેલું અને એજ માતાને ગોહિલ દરબારોએ સિહોરમાં રાજગાદી સ્થાપ્યા પછી પોતાની પૂજ્યદેવી માન્યાં હોય.

એ દેવીનાં દર્શને શહેરનાં વરઘોડીયાંને અવશ્ય જવું પડે છે. જન્માષ્ટમી, કૃષ્ણચતુર્દશી વગેરે તહેવારે લોકો દર્શને જાય છે, અને ભેટ મૂકે છે.

એ સ્થળે જવાના બે માર્ગ છે. એક ગંજગર શેરીમાંથી ચડાય છે તે, અને બીજો ભાવનગરનો દરવાજો છે, તેની માઢ મેડીની પૂર્વ બાજુની બારીએથી ગઢની રાંગે પગથીયાં બાંધેલા છે તે રસ્તો. બીજો રસ્તો સરલ છે, પણ ઉપલાણે ભાગે પગથીયાં કરાવેલાં નથી આ બાબત જાની બ્રાહ્મણોએ ફડ કરેલું છે, ગાનશેરીનો ડુંગર અને આ સિહોરી માતાનો ડુંગર સમાન ઊંચાઇના છે પણ ગાતગેરી ઉપર માત્ર ચૉરો કે ઓટા જેવુંજ હતું, અને અહીં તો માતાજીનું સ્થાનક છે, તે આ સ્થાન પવિત્ર અને દર્શનીય થઈ પડ્યું છે. જાની બ્રાહ્મણોનાં વરઘોડીયાંની છેડાછેડી

ત્યાં છૂટે છે અને પૂજા પાઠની પણ તેઓ પરમ શ્રદ્ધાથી યોજના કરે છે. નવરાત્રમાં ત્યાં ધામધૂમ થાય છે ઘણે ભાગે આ સ્થળ પણ જૂનું હશે એમ લાગે છે દેવ દેવીઓ એ તો હિંદુસમાજમાં દરેક કુટુંબ માટે હોય છે. એના વિના મંગલકાર્યમાં પગલું જ ન ભરાય. એટલે પ્રાચીન સમયમાં પણ આ જગાએ માતાજીની પ્રતિમા હોવી જોઈએ અને સિદ્ધપુર નામની સાથે સિદ્ધપુરી માતા કહેવાની હશે •

ઉપર કહેલી દહેરીનો સભામંડપ ૨૨½ ફુટ લાંબો અને ૧૧½ ફુટ પહોળો છે અને દેરીનો અંદરનો ભાગ ૮ ફૂટ લાંબો ને ૬½ ફુટ પહોળો છે. દેરીની ઉંચાઈ લગભગ ૨૦ ફુટ છે ને સભામંડપ ૯ ફુટ ઊંચો છે. આ સ્થળેથી જોતાં શહેરનો દેખાવ ઘણો રળિયામણો લાગે છે

**શ્રી ખોડીયાર માતા.** મહાદેવ શંકર અને મહાદેવી પાર્વતી તેમના ઘણા સ્વરૂપ છે. ગુજરાતમાં જેમ અંબા–ભવાની અને બહુચરાજી પ્રસિદ્ધ છે તેમ ખોડીયાર, બલાડ ખંભમાતા વગેરે સૌરાષ્ટ્રમાં પૂજાય છે અને ચોસઠ દેવીમાં એમની ગણના છે.

પૂર્વે વલ્લભીપુર નગરની જગાએ જ્યારે વાળા રજપૂતોએ ' વળા " સ્થાપ્યું ત્યારે ત્યાંનો એભલવાળો કરીને જે રાજા હતો, તે નજીકના નેસ રોહીશાળાના ચારણ મામડીયાની ઉપર બહુ રાજી રહેતો સવારથી સાંજ સુધી તે તેની પાસે રહેતો અને મામડીયાના હાથનો જ કસુંબો તે પીતો હતો રાજાજીની કૃપાથી મામડીયાની આબરૂ પણ સારી હતી, અને ઘરમાં પણ બે પૈસાનો જીવ થયો હતો પરંતુ તેને કંઈ સંતાન નહોતું. રાજાની આવી મહેરબાની જોઈ બીજા માણસોને ઈર્ષા આવી, અને દરેક બહાને તેને ખસેડવા યત્ન કર્યો. એક હજુરીએ કહ્યું કે સાહેબ' મામડીયો તો વાંઝીયો છે, માટે તેનું પ્રભાતના પહોરમાં મોઢું ન જોવું જોઈએ. રાજાને એથી વહેમ પડ્યો, અને મામડીયાને ડહેલી બંધ કરી મામડીયો વિચારમાં પડ્યો કે રાજાજીનો કશો મેં અપરાધ કર્યો નથી ને એકદમ આમ કેમ થયું ? તપાસ કરતાં જણાયું કે સંતતિ નથી વાંઝીયા મેંણું છે, માટે દરબાર બોલાવતા નથી. આ ઉપરથી તેણે પોતાની કુળદેવીની આરાધના કરી. ચારણો દેવીપુત્ર ગણાય છે અને તેમને દેવી સાધ્ય હોય છે, તેથી ત્રીજે દિવસે દેવીએ દર્શન આપ્યાં ને કહ્યું કે માગ. ત્યારે મામડીયો કહે કે મને સંતતિ આપો.

કદિ દીકરો નશીબમાં ન હોય તો દીકરી પણ આપો કે જેથી વાંઝીયામેંણું મટે. માતાજીએ વરદાન આપ્યું, કે, તારે સાત દીકરીઓ થશે. અને તે ઉપર એક દીકરો થશે. વળી એ સાતે કન્યાઓ પૂજાશે, ને જગતવિખ્યાત થશે. આમ કહી દેવી અંતર્ધાન થયાં અને માતાજીના વરદાન પ્રમાણે તેને સંતતિ થવાથી રાજાની મહેરબાની હતી તેવી જ થઇ.

એકવાર એવું બન્યું કે રાજાનાં ઢોરમાંનો એક પાડો એ દીકરીઓ માતાના બળિદાન માટે લઈ ગઇ. અને વળાથી ૩-૪ ગાઉ દૂર તેનો વધ કર્યો. તે વાતની રાજાને ખબર પડતાં માણસ મોકલી ખબર કઢાવી. માણસો જેમ વધારે તપાસ કરવા લાગ્યા, તેમ ત્યાં નવા ચમત્કાર થયા. એક બાઇને પકડીને તળાવમાં નાખે તો તે પાછી બહાર નીકળી પેલાં માણસોને મનાવે. સળગાવી દેવાની યુક્તિ કરે, તો પાછી જીવતી થાય, એમ ચમત્કાર જોઈ રાજાનાં માણસો બીહીને નાશી ગયા, અને એ સાતે દીકરીઓ ત્યાંથી જૂદે જૂદે સ્થળે વિખરાઈ ગઇ. એ સૌમાં મોટી ખોડીયાર હતી. તેણે કહ્યું કે મારૂં જ્યાં જ્યાં તમે તોરણ દેખો ત્યાં તમારે ન રહેવું. પોતે રાજપરા પાસેના ડુંગરની ગાળીમાં જ્યાં તાંતણીયો ધરો ( માળેથી નદીનો ) છે, ત્યાં મુખ્ય નિવાસ કરીને રહ્યાં, જે આજે પણ એજ જગાએ મહારમણીય દેવસ્થાન થઈ પડયું છે. બીજી બહેનો પણ જૂદે જૂદે સ્થળે ગઇ, ને ત્યાં પૂજાવા લાગી. અને તેના ભાઇનું નામ ક્ષેત્રપાલ હતું, તે પણ દેવ તરીકે પૂજાય છે. ખોડીયાર પોતે પગે જરા ખોટ હોવાથી ખોડંગીને ચાલતાં. તેથી ખોડી+આઈ " ખોડીઆઇ " કહેવાતાં. તેનો ખોડીયાર શબ્દ થયો હશે એમ લાગે છે.

રાજપરા ગામ ન્હાનું પણ સુંદર છે. તેની નજીક નદીના દ્રહમાં અખૂટ પાણી બારે માસ રહે છે. તેને કાંઠે માતાજીનો મઠ છે. અગાઉ તો એક ન્હાની મઢુલી હતી. મહારાજા સાહેબ સર ભાવસિંહજીએ ત્યાં સુંદર આરસ બંધાવી ધજાગરાનો ઓરો ચણાવી રમણીયતામાં વધારો કર્યો છે. પડખે એક ધર્મશાળા છે, તેમાં જાત્રાળુઓ ઉતરે છે.

દર રવિવારે વધારે યાત્રાળુ આવે છે. લાપશી કરીને જમે છે, તેજ માતાજીનું નૈવેદ્ય છે. નવરાત્રમાં ત્યાં હવન થાય છે. તથા નવચંડી, શતચંડી, ઇત્યાદિ યજ્ઞ પણ થાય છે. એના ભુવા ઘણા છે. અને તેની શરમાં માતાજી આવે છે. તેથી તેઓ ધૂણે છે. કોઇ કોઇ વાર માતાજી તેના સ્વપ્નમાં આવી વચન પણ આપે છે, એકવાર એવું બન્યુ કે વરસાદની તંગી હતી અને લોકો

નિરાશ થયા હતા. એવામાં એક માતાજીનો ભુવો મહારાજા સાહેબને આવીને કહે કે મને માતાજીએ સ્વપ્નમાં કહ્યું છે કે "તેરશ ચૌદશ ને અમાસ એ દિવસોમાં જરૂર વર્ષાદ થશે. ને જો થાય તો ખોડીયારનું વચન સાચું માની લાપસી જમાડજો." મહારાજાશ્રીએ તેને તેરશ આવતાં સુધી રોક્યો. અને પારખાં જોયા. તે દિવસોમાં પુષ્કળ વર્ષાદ થયો.

આ માતાજીનાં બીજે ઘણે ઠેકાણે મંદિર છે. તે પણ ખોડીયારના નામથીજ પૂજાય છે.

આ ખોડીયારની હકીકતનો નીચે પ્રમાણે સ્વ. મહારાજા ભાવસિંહજીએ પોતાના વ્યાખ્યાનમાં ઉલ્લેખ કર્યો હતો:—

"માતા ખોડીયાર એ કંઇ બહુ પુરાતન દેવતા નથી. દંતકથા એવી છે કે થોડા શતકો અગાઉ વલ્લભીપુરના પ્રખ્યાત પ્રદેશની નજદીકમાં મામડીયા નામે એક ગઢવીનો નેસ હતો. એ ગઢવીને સાત કન્યાઓ હતી. આવડ, ખોડીયાર, હોલબાઇ, તોગળી, તોતળી અને બીજી ત્રણ, કે જે બધી દેવીઓના અવતાર મનાતી હતી. અને મૃત્યુ પછી દેવીઓ તરીકે પૂજા પામી છે. સૌથી મોટી આવડનું સ્થાનક લાખણકા પાસે તનાણામા છે. બીજી ખોડિયાર કે જેનું, પગે જરા ખોડ હોવાથી, એ નામ પડેલું. અને તેની પૂજાનું મુખ્ય સ્થાનક પહેલેથી અહીં જ છે. મારા વીર પૂર્વજ મહારાજાશ્રી વખતસિંહજી કે જેમની બહાદુરી સેંકડો કવિઓએ વર્ણવેલા અનેક કીર્તિપ્રદ પરાક્રમોથી સિદ્ધ થાય છે, તેઓ માતા ખોડીયારના પરમ ભક્ત હતા. કહે છે કે દેવી એક નહાના પખી કાળીદેવના[1] રૂપમા તેમના ભાલા ઉપર ઊતરતા અને તે પછી જ તેઓ પોતાની વિજયી ચડાઇઓ પર સિધાવતા. દેવી તેમને સ્વપ્નોમાં પણ દર્શન આપતાં અને કીમતી સલાહ દેતા, તે દિવસોથી માતા ખોડીયાર અમારા ભાવનગરના રાજકુટુંબનાં અધિષ્ઠાત્રી દેવતા તરીકે ગણાતા આવ્યા છે. અને શ્રદ્ધાળુ લોકોને એમની રક્ષાનો ઘણીવાર સ્વાનુભવ થએલો છે.

---

૧ ચિતળના ચિત્રોમાં મહારાજા વખતસિંહજીના ભાલા ઉપર કાળીદેવનું ચિત્ર છે. લડાઇમાં જતા દેવી આ પક્ષીના રૂપમાં ભાલે આવીને બેસતા. એવી વાત કહેવાય છે કે જ્યારે ઉંદા યુદ્ધ માટે ભાવનગરથી લડાઇમાં જવા લશ્કર મોકલવામાં આવ્યું હતું ત્યારે મહારાજા સાહેબની લાકડી ઉપર કાળીદેવ પક્ષી આવીને બેઠું હતું. રાજ્ય ચિન્હોમાં અનેક સ્થળે એ પક્ષી તે ખોડીઆર માતાનું વાહન છે.

મને લાગે છે કે આ પ્રસંગે આ બધા બનાવોની મીમાંસામાં ઉતરવાની કશી જરૂર નથી. આપણે સૌ જાણીએ છીએ કે માણસો જે મતો માનતા હોય છે, તે સામાન્યતઃ બુદ્ધિમાં તેઓ જેટલે આગળ વધ્યા હોય, તેને અનુકુળ હોય છે. અને તે હમેશાં તેમને હિત તરફ દોરીને, અને અહિતથી નિવારીને ઉપયોગી સેવા બજાવે છે. એ પણ સૌ કોઇ જાણે છે કે ઉપાસનાની કોઇપણ પદ્ધતિઓથી નહિ, પણ પદ્ધતિની અંદર રહેલાં ભાવ અને ભક્તિથી ઉપાસકોનાં હૃદય પાવન થાય છે. આ સત્યો આપણી સન્મુખ છે, તો મને આશા છે કે હું આવાં પુરાતન મંદિરોને માન આપવાની મારી ધાર્મિક ફરજ ગણુ છુ, તેમા મને આપ સૌની સહાનુભૂતિ મળશે." ' .

ક્ષેત્રપાળ—સિહોરની ઉત્તરે નવાગઢની બહાર સ્ટેશને જતાં જમણા હાથ ભણી ધુમડીઆ પીરની પૂર્વ દિશાએ એક ક્ષેત્રપાળનો ચોતરો છે, ત્યાં ભાવનગર દરબારના ક્ષેત્રપાળનું સ્થાન છે.

ભાવનગર દરબારના સિહોરમાં ત્રણ ક્ષેત્રપાળ છે. (૧) ધુમડીઆ પીર પાસે (૨) દક્ષિણમાં ગણીયા ડુંગર પાસે. (૩) દરબારગઢના ઉગમણા બહારના પહેલા ઓરડામાં છે.[1]

પહેલા ક્ષેત્રપાળની પાસે દરબારશ્રીનાં વરઘોડીયાં પગે લાગવા જાય છે, તેની ગોર ધૂપદીપથી પૂજા કરાવે છે. શ્રીફળ ભેટ મૂકાવે છે. અને શ્રીફળની શેષ વહેંચાય છે. નવરાત્રિના ગરબાની માટલીઓ લોકો અહીં (દશરા પછી) મૂકી જાય છે. દરેક ગોહિલ દરબારનાં વરઘોડીયાં અહીં આવે છે. તેમ દિકરીઓ કે રાજકુમારીઓને પણ દર્શન કરાવ્યા પછી સાસરે મોકલે એમ રિવાજ છે.

એજ પ્રમાણે ગણીયા ડુંગરવાળા ક્ષેત્રપાળની પણ પૂજા થાય છે ને પછી દરબારગઢમાં લાપશીનું નૈવેદ્ય ધરાવી ક્ષેત્રપાળને પ્રસન્ન કરે છે.

ચોતરા ઉપર અણઘડ એક પ્રસ્તર છે, તેને સિંદુર લગાવેલો છે, અને એક બે બીજા પણ પ્રસ્તર છે. એ મૂર્તિ ક્ષેત્રપાળની મનાય છે. કોઇ કહે છે કે ઉત્તર બાજુની મૂર્તિ તે ઠાકોર ધુનાજીની યાદગીરીની છે. પણ વધારે તપાસ કરતાં એની પહેલાંના સિંહપુર વાસીઓએ આ દેવની પૂજા શરૂ કરી

---

[1] જુવો પૃષ્ઠ ૯.

હશે, એમ અનુમાન થાય છે. જેમ [1]ગ્રામ દેવતાઓ હોય છે, તેમજ ક્ષેત્રપાળની પણ દેવ વર્ગમાં ગણના છે. ઘરમાં જેમ ગોત્રજ પૂજાય છે, તેમ સીમમાં ક્ષેત્રપાળ છે.

**દયાનંદની ગુફા**—શ્રી ગૌતમેશ્વરના કુંડથી ઉત્તરે નદીને કિનારે કેટલાંક વડ વગેરેનાં ઝાડ છે ને એક ન્હાની સુંદર અગાશી તથા ચોતરો બેઠક માટે કરેલ છે. તેની પડખે સ્વામી દયાનંદ કરીને એક સન્યાસીએ તેમણે યોગ સાધવાને ગુફા કરી હતી. આ ગુફા પત્થરવાળા ભાગમાં ઉંડાણમાં ખોદીને કરેલી છે. ગૌતમેશ્વરની ગુફા ઉચાણમાં ને પર્વતના ઘુમ્મટ રૂપ છે. પણ આ તેવી નથી. ભોંયમાં જેમ ભોંયરૂં કરાવીએ તેની પેઠે કરેલી છે. એમાં માત્ર એક માણસ વારાફરતી આવજા કરી શકે, તેવી રચનાથી તૈયાર કરેલી છે. પ્રથમ એક ચોખંડા ખાડામાં પગથીયુ દેખાય છે. એવાં ૩–૪ પગથીયાં ઉતરીએ ત્યારે જમણી બાજુએ સામુ બારણું દેખાય. તેનાં પગથીયાં ઉતરીએ ત્યારે વળી ડાબી બાજુએ ઉતરવાનું આવે એમ ત્રણ તબક બદલ્યા પછી નીચે ઓરડા જેવું છે. તેમાં જવાય છે, આ જગાએ ૩–૪ માણસ સિદ્ધાસને બેશી શકે એટલો વિસ્તાર છે. તથા તેમાં પ્રકાશ પણ દિવસે રહે છે. બેસનાર મુઝાય તેવું નથી.

આ સ્વામી હઠયોગના અભ્યાસી હતા. અને તેઓ સમાધિમાં બેસતા ત્યારે ચેલાને કહેતા કે ઉપરનું દ્વાર બંધ રાખવુ અને અમુક દિવસે જ ઉઘાડવું. આઠ આઠ દશ દશ દિવસ સુધી તેઓ તેમાં રહેતા. ને એકાંતમાં ધ્યાન કરતા. પાછળથી તેઓ બહુ વૃદ્ધ થયા, ત્યારે શહેરમાં દવે શેરીમાં રહેતા હતા. અને બ્રાહ્મણો તેમને ભિક્ષા મોકલતા. એની સિદ્ધિથી સોનગઢના સાહેબ એકવાર આશ્ચર્ય પામ્યા હતા.[2] એઓ "ઉર્ધ્વરેતા" હતા, એમ કહેવાતું. ને તેનામાં શ્રદ્ધા અનેક જણની હતી.

---

૧ આર્યલોકોની સચરાચરમાં બ્રહ્મભાવનાનું આ એક લક્ષણ છે. ઝાડમાં, પ્રસ્તરમાં, પાણીમાં અને આકાશમાં દેવભાવના છે, એનું આ દષ્ટાંત છે.

૨ એક વખત સોનગઢથી પ્રાન્તના સાહેબ સિહોર સુધી ફરવા પધારેલા, તેમણે આ દયાનંદ માટે યોગવિદ્યાની આશ્ચર્યકારક વાતો સાંભળેલી. તેથી તે સમયના મુખ્ય દિવાન આઝમ ગૌરીશંકર ઉદયશંકર ઓઝાને ખરી હકીકત જાણવા પૂછ્યું. તો કહે કે કેટલુંક કામ આશ્ચર્ય ભરેલું કરે છે. અને એ વાતની ખાતરી સાહેબને કરી આપી હતી.

ગરીબશાપીર:—સિહોરથી પશ્ચિમે ભાવનગરની સડકે ચાલતાં આશરે ૧ માઈલ ઉપર આ સુંદર જગા આવેલી છે. સુંદર લીલાં ઝાડ અને સ્વચ્છ જળની વાવથી આ જગાએ વટેમાર્ગુ વિશ્રામ લે છે. આ જગા બહુ પુરાતન નથી, ત્યાં ગરીબશાહ કરીને એક ફકીર રહેતા; તે વચનસિદ્ધિવાળા અને ચમત્કારી હતા. અને ઓલીયા મુર્શિદના જેવા ગણાતા. હિંદુ મુસલમાન સૌની તેમનાપર શ્રદ્ધા હતી. મહારાજાશ્રી વિજયસિંહજીનાં પટરાણી બાશ્રી વખતુબાને બહુ ભરોસો હતો. એકવાર એવું બન્યું કે મહારાજા યશવંતસિંહજી બાલ્યાવસ્થામાં માંદા પડેલા, તેમને માટે ગરીબશાહને પૂછવામાં આવ્યું કે, મહારાજ આ દીકરાને સારૂં ક્યારે થશે? ઓલીયા બોલ્યા કે—"ઓ તો ભાવનગરકી બાદશાહી કરેગા. ઈસકી ફિકર કુછ નહિ રખો." એ પ્રમાણે તુર્તમાં સાજા થયા, ને ગાદી પણ પ્રાપ્ત થઈ હતી. એ વાત સિહોરમાં મશહૂર છે.

એકવાર હનુમાનની લીંમડી નજીકના વડના હેઠ ગરીબશાહ બેઠા હતા ને ગાંજાની ચલમ પીતા હતા, તે વખતે લ્હેરમા બોલ્યા કે—" જે એક ગાજર આપે ઉસકુ એક બેટા, ઓર તીન ગાજર આપે ઉસકું તીન બેટા હોવે.' એ વખતે એક મુસલમાન બાઈ પાણી ભરીને જતી હતી, તેણે સાંભળ્યું. એ બાઈને સંતાન નહોતુ તેથી ઉપરનાં વચન સાંભળી ગાજર લઈ આવી ગરીબશાને ખોળો ભરીને ગાજર આપ્યાં. તે બાઈને ગરીબશા બોલ્યા કે તેરેકુ ૭ બેટા હોવેગા. એજ પ્રમાણે તે બાઈને ૭ પુત્ર થયા હતા. એ વાત પણ સુપ્રસિદ્ધ છે.

એકવાર ગાંજાની ચલમપીને પોતાની જગામાં બેઠા હતા, તે વખતે લ્હેરમાં બોલ્યા કે—"બાદશાહી લુટાઈ જાતીહે, કોઈ લેને વાલાહે" ? એમ બે ત્રણવાર કહ્યુ, પણ કોઈ હાજર નહોતુ, પાછળથી જમાલ ચાવડો ઓલીયા પાસે જઈ બોલ્યો કે મહારાજ હું હાજર છું. મારા ઉપર રહેમ કરો.

ગરીબશા—" કલ ક્યું નહિ આયા? અબ તો છોટી જમાદારી હે ઓ મિલેગી. એજ વખતે જમાલ ચાવડો જે નિરાધાર હતો, તેને મહારાજાશ્રી વિજયસિંહજીએ એક જમાદારની જગા ખાલી પડેલી તે પોતાની પાસે બોલાવીને આપી. ઠાકોર પોતે આમાંનું કાંઈ જાણતા નહોતા. જમાલ ચાવડે બધી-વાત સ્પષ્ટ કહી!

કોઈ કોઈવાર શહેરમાં આવે તો તુળશી ભતાના બાપ પાસેથી ભાંગ

ગાંજો લઇ જાય, માણસો કંઇ પૂછે તો જવાબ આપે. કેવળ નિઃસ્પૃહ અને મસ્તીમાં રહેતા.

પોતાને પગે ગુમડાં થયેલાં ને તેમાં જીવડાં પડેલાં, એ જીવડાં બહાર નીકળી પડે તો પાછા પગમાં દાખલ કરે ને કહે કે–" એ તેરી મીટ્ટીહે ખાઇલે."

**કોયા ભગતની જગા.** અભેદ ભાવવાળી ભક્તિનો પ્રભાવ આ જગાએ સ્પષ્ટ થાય છે, આશરે ૧૦૦ વર્ષ પહેલાં આ જગાએ એક ઝુંપડી હતી, પછીથી શિખરબંધ દહેરાં થયાં છે, અને હરકોઈ ભિક્ષુકને બાર વાગે સાદ પડાવીને ખાવાનુ અપાય છે!

એક બાઇ મોંઘીબા નામે બાઇની દેખરેખ નીચે આ જગા છે. તેમના ભાઇઓ જેઓ ભાવનગર દરબારના ભાયાત વાઝાણી વંશના છે, એઓ પણ સાધુને વેશે ત્યાં રહી જગાનું રક્ષણ કરી અતિથિ સેવા બજાવે છે. તેઓ દાઢી મૂછ રાખતા નથી અને ધોળા ફેંટા તથા સાધુની માફક ચોરણાને બદલે ધોતીયાં પહેરે છે. તે બધાં કપડાં શ્વેત હોય છે એઓ ગાયો ભેંસોની સભાળ લે છે, તેમજ દળવું, છાશ કરવી, વાસીદુ કરવું ફુલઝાડને પાણી પાવું ઇત્યાદિ કામ સ્વયંસેવકની માફક ઉત્સાહથી કર્યા કરે છે. દેશમાં હાલ સ્વયંસેવકો તૈયાર કરવાની જે નવી યોજના થાય છે, તેવી યોજના ઘણી મુદતથી અહીં ચાલતી જણાય છે. સાધુ બ્રાહ્મણને દરરોજ સદાવ્રત આપે છે, જેને ખપતી વાન હોય તેને તો રાંધેલુ અનાજ અપાય છે.

સવાર સાંજ નિયમિત પૂજા આરતી હમેશ થાય છે. મંદિરમાં ઠાકોરજીને હાફગાદથી ઝુલાવાય છે. અને મધ્યાન્હોત્તર કથાવાર્તા થાય છે. સારાં કીર્તનો થાય છે. આ જગા જાણે જૂની રૂઢિના માર્ગોપયનો વાસ્તવિક હેતુ પૂરો પાડતી હોય એમ જણાય છે.

આ જગા ગઢની નજીક હોવાથી ગઢપરાની જગા પણ કહેવાય છે. કોઇ દલજી જાતનો પણ સાધુવૃત્તિનો એક પુરુષ આ જગાએ પ્રથમ ઝુંપડી બાંધી ભક્તિ કરતો, જેની નિશાની એક મમાતથી બતાવાય છે. તેનો એક શિષ્ય કોયો ભગત કરીને થઇ ગયો, તેણે ચુનાનો ચોતરો તથા ઓરડા કર્યાથી કોયા ભગતની જગા કહેવાણી. તે પછી મોકણ ને પછી જીવો ભગત થયા. એ ત્રણે કોળી હતા. પછી જેશંગ અને ત્યાર પછી વાઝાણી ગરાશીયા વાઘોભગત (વાપજી) આ જગામાં આવ્યા. તેમણે ઘણી ખંતથી જગાનો

માહમા વધાર્યો. એ વાઘા ભગતની ભક્તિથી તે મોંઘીબા વાઘા ભગને વળામાં પણ સારી જગા બંધાવી છે. વળા ઠાકોર તથા દેવાણી વાળાણી ગરાસીયાની આ જગાને ઘણી સારી મદદ છે.

**ધૂમડીયા પીર**—ઉત્તર બાજુના ક્ષેત્રપાળની પૂજા માટે જતાં પ્રથમ આ પીરની દરગાહ આવે છે. એની પણ માનતા ચાલે છે. ક્ષેત્રપાલ જેમ હિંદુના માન્ય દેવ છે, તેમ આ મુસલમાનોના માન્ય પીર છે. એની ઉત્પત્તિ આ પ્રમાણે છેઃ–રાજપરા પાસેના ખાખરીઆ ગામના એક સિપાઈની દીકરી સિહોરમાં કોઈ ગારા આગરૂદાર સિપાઈને ઘરે પરણાવેલી. એ દીકરીને સાસરીઆં તરફનું કંઈ દુઃખ હશે, તેથી તેનો ભાઈ સિહોર તેડવા સારૂ આવ્યો. ઘણો આગ્રહ કર્યા છતાં પણ જ્યારે સાસરીઆએ બાઇને મોકલી નહિ, ત્યારે આ બાઇ તથા તેનો ભાઈ વગર રજાએ ગામ બહાર ચાલી નીકળ્યાં. પેલા સાસરાવાળા પાછળ જઇ તકરાર કરવા લાગ્યા. સામસામી બોલાચાલીમાંથી મારામારી થઇ. સિપાઇભાઇઓને તરવાર જંબીઆ ચલાવવામાં કશો વિચાર નહિ એટલે એ મારામારીમાં પેલી બાઇનો ભાઇ મરાયો. જે જગાએ એ પુરૂષનું ધડ પડયું તે જગાએ સ્મારક કરેલી આજ પણ મોજુદ છે. તે તેજ ધુમડીયા પીર તરીકે મનાય છે. ઉપરની મારામારીથી ત્રાસ પામી પેલી બાઇ એકદમ ભાગી તે માંડ ખાખરીએ પહોંચી. અને પોતાના ભાઇની દિલગીરી અને ત્રાસથી તે પણ તત્કાલ મરણ પામી. એની દરગાહ ખાખરીઆ ગામની મધ્યમાં છે. એની પણ માનતા ચાલે છે. આ દંત કથા છે. આની પાસેજ સિહોરી માતાનો ડુંગર દેખાય છે. તેમ અહીંથી ટાંટમાં જવું હોય તો પણ કેડી માર્ગ છે. આ વિભાગમાં ગોરડનાં ને બાવળનાં કેટલાંક ઝાડ ઊગેલાં છે.

જ્યાં જ્યાં હિંદુ મુસલમાન સાથે વસે છે ત્યાં લોકો એક બીજાના દેવસ્થાનને હરકત કરતા નથી, તેમ રાજદરબાર પણ બધા ધર્મવાળાને સમાન દૃષ્ટિએ ઉત્તેજન આપતા આવ્યા છે, એથીજ આવી જગાઓનું સંરક્ષણ થયું છે.

---

# પ્રકરણ ૧૩ મું.

## વાવ કુવા અને વનસ્પતિ

પરાપૂર્વથી રાજા મહારાજા અને ધનવાન પુરુષો કુવા, તળાવ, વાવ વગેરે ગળાવવામા પુણ્ય અને ગૌરવ માનતા આવ્યા છે હાલ પગથીયા વાળી વાવો કરાવવાનુ સરકારે બંધ કરેલ છે, કેમકે તેમા બાગ્વડીયા લોકો ભરાઇ રહી અચાનક નુકસાન કરતા વળી તેના પગથીયામા પાણી પડે તે પાણી મૂળસ્થાનમા જઈ સારા પાણીને બગાડે એ બે કારણથી બંધી થઇ જણાય છે વાવોની બાંધણી બે પ્રકારની જોવામા આવે છે એક સીધા પગથીના વાળી ને બીજી ગોમુખી ઘાટના પગથીયાવાળી અટલે પહેલુ પૂર્વમા સીધુ ઉતરાય તો પછી ઉત્તર ભણી વળી પગથીયા ઉતરીએ ત્યારે મૂળ કુવો દેખાય આ બીજા પ્રકારની રચનાવાળી વાવ જ્યા જોવામા આવે ત્યા ઘણુ કરીને તે કોઇ બ્રાહ્મણની બંધાવેલી માલુમ પડશે તમા સિહોરમા નીચેની વાવો છે

૧ દાદાની વાવ ભાવનગરની સડકને કાંઠે સિહોર નજીક ૨ જીવાજી વહોરાની વાવ સિહોરની કોટમા છે હાલ ૩ ટોડાશાની વાવ પણ છે ૪ ખોખલીવાવ જૂના સિહોરમા ૫ અજુબાની વાવ ટાણાને રસ્તે ૬ રામજી મહેતાની વાવ દેવગાણાને માર્ગે રામનાથ પાસે ૭ ગુલામની વાવ દેવગાણાને માર્ગે, ગુલાબ જમાદારે બંધાવેલી ૮ ભૂતણની વાવ ૯ ગરીબશાની વાવ સોનગઢને રસ્તે ૧૦ ગૌતમેશ્વરની વાવ ગૌતમેશ્વરના નીચેના ભાગમા વડના નજીક ૧૧ મોતીયાની વાવ બ્રહ્મનાથ નજીક મોતીયાની વાડીમા ૧૨ ઘોમણની વાવ પિંપળવાને માર્ગે ૧૩ કુવરની વાવ મોલેસલીમનો દરબાર હતો તે જગાએ, ૧૪ ગજનાથની વાવ ગજનાથ મહાદેવમા છે

અને નીચે પ્રમાણે કુવા છે ૧ સૌથી મોટો કુવો જોડનાથનો એમાથી અગાઉ હથિયારને પાણી પવાતુ ૨ ઠાકોર વિજયસિંહજીનો કુવો ટાણાને રસ્તે સાગવાડીમા ૩ આંબાવાળી કુઇ આનુ પાણી ઘણુજ હલકુ ને

પાચનકારી છે. ૪ ધનકુવો દાક્તર ધનજી શાહ જમાસ્પજીએ બંધાવેલો. ભાવનગરની પગ રસ્તાની સડક ઉપર.

આ ઉપરાંત જલાશયોમા કુંડો છે પણ તે તો બન્ને તીર્થસ્થાન રૂપે વધારે પ્રચલિત છે. સિહોર બ્રાહ્મણોનું સ્થાન હતું જ્યાં પ્રાચીન વાવ કે કુવાના અવશેષો અત્રે મળતા નથી. તેમજ જૂની વાવોમાં પણ બધે સ્થાને શિલાલેખો નથી. ગૌતમી નદીનો સતત પ્રવાહ વહી જતો હોવાથી ઘણાં જલાશયોની આવશ્યકતા ન રહે છતાં આટલી વાવો તો થઇ છે; પણ બંધાવનારની નિર્મોહી વૃત્તિને લીધે કે બીજાં ગમે તે કારણસર પ્રાચીન શોધકો વાવ કુવામાથી પાણી સિવાય કશુ બીજું પામતા નથી.

સૃષ્ટ પદાર્થોમા ખનિજ. ઉદ્‌ભિજ, અને પ્રાણિજ એ ત્રણ વર્ગ છે. તેમાં ખનિજ ઉપર ઉદ્‌ભિજ વધે છે. તે ઉદ્‌ભિજ ઉપર પ્રાણીજનો આધાર છે. વનસ્પતિના મૂળમાં જળનું સિંચન કરવાથી જે ખનિજ તત્ત્વો ઓગળે તેનાં રજકણ પાણી દ્વારા વનસ્પતિમાં ચડે. ને તેનું સ્થૂળ બંધાતું જાય. એ પ્રમાણે અનાજ અને શાક ભાજી તથા ફલાદિથી પ્રાણીઓનું પોષણ થાય છે. એક દુર્વા કુરથી આરંભીને મોટાં વટવૃક્ષ સુધી વનસ્પતિમાં સમાવેશ થાય છે.

મોટાં ઝાડ—આંબા, આંબલી, લીંમડા, પીપળા, પીપર, ગુંદા, જાંબુડા, રાયણ, વડ, ઇત્યાદિ છે. અહીંના આંબાની કેરીઓ મીઠાશવાળી ને ઉત્તમ છે. એક માંખણીઓ આંબો છે, તેના રસમાં રેસા હોતા નથી. કેટલાક આંબાને શ્રાવણમાસમાં કેરીઓ આવે છે તે શ્રાવણીયા કહેવાય છે, મોટાં ગુંદા આ વિભાગમાં થાય છે તેવાં ગુજરાતમાં થતાં નથી. ગુંદીઓ (ટંટગુંદાની) નાં રાતાં ગુંદાં પણ થાય છે, તે પૌષ્ટિક છે ફૂલાઉ ઝાડમાં કેળ, દાડમડી, જમરૂખડી, સીતાફળી, તથા જાંબુડા ને લીંબુડીઓ છે. મીઠાં લીંબુ પણ થાય છે. કોઇ કોઇ ઠેકાણે રામફળનાં ઝાડ પણ હોય છે.

ફૂલ—ગુલાબ, મોગરો, ચંપો, ચંબેલી, બટમોગરો, હજારીગલ ને વિલાયતી ફૂલના ઝાડ પણ ઉગાડવામાં આવે છે.

સાગવાડી—સાગવાડી પ્રથમ કરી હતી, તેમાં સાગ, સાદડ, બાંબુ વગેરે ઉગાવેલ હાલ તે થતાં નથી. અને પ્લાંટેશન દાખલ રાખેલી જમીનમાં અનાજ વવાય છે.

કાંટ—કાંટમાં મુખ્યત્વે-બાવળ અને ગોરડનાં ઝાડ ભરચક છે. ડુંગર ઉપર પણ ગોરડના ઝાડ વિશેષ હોય છે. સિવાય ગણેગેડી, સીસોડી, વગેરે થાય છે. જેમ ઝાડ વધારે તેમ વર્ષાદ વધારે માટે આ કાંટનું સંરક્ષણ થાય છે. તેમાં કેડીઓ છે. હિંસક જનાવર તેમાં ભરાઈ રહે છે. ગુંદર, મધ, દાતણ તથા સુકાં લાકડાં એ કાંટની પેદાશ છે. ગુંદર, મધ વગેરે ગરીબ લોકો લઈ જાય છે.

અનાજ ને શાકભાજી—ઘઉં, બાજરો, જુવાર, મગ, મઠ, અડદ, તલ, બંટી, કળથી, કાંગ, ચોળા, એરડી, પરદેશી શીગો, કોઈ ઠેકાણે જવ, ડાંગર વગેરે પાકે છે.

શાક—રીંગણાં, તુરીઆં. ચીભડાં, કોળાં, મળા, તાંજળજો, મેથીની ભાજી, ચોળા, દૂધી, બટાટા; સુરણ. કણઝરો, ડાંભો, ચીલ, કંટોલાં, ઈત્યાદિ મળે છે.

૨—મડીઓ અને વાગડીઓ કપાસ થાય છે.

તે ઉપરાંત ઔષધ તરીકે ઉપયોગમાં આવે તેવી અનેક વનસ્પાત બીજા પર્વતો માફક સિહોરના ડુંગરમા પણ થાય છે



## પ્રકરણ ૧૪ મું.

### વ્યાપાર અને હુન્નર ઉદ્યોગ.

સિહોરનો વ્યાપાર પ્રતિદિવસ વધતો જતો હોય એમ આંકડાઓ ઉપરથી દેખાય છે. પરંતુ વ્યાપારના પ્રકારોમા સુધારો અલ્પ થયો છે અને નવા વેપારના માર્ગો હજી લોકોએ લીધા નથી. ઘણા લાંબા વખતથી સિહોરનો મુખ્ય વ્યાપાર ત્રણ વસ્તુઓનો છે. (૧) ત્રાંબા પીત્તળનાં વાસણ (૨) ખત્રીઓનુ રંગારી કાપડ અને (૩) તમાકુ પહેલાં આ સ્થળે તેલનો બહોળો વ્યાપાર હોવાનુ માલૂમ પડે છે પણ તે પાછળથી બંધ પડ્યો હતો.

દરબારશ્રીને આ લેવાણ ઉપર એકંદરે સરાસરી રૂપિયા પંદરથી વીસ હજાર ઉપજે છે. લેવાણુ સબંધે સંવત ૧૯૫૯ નો કાયદો છે તે પ્રમાણે આખા સંસ્થાનમા અમલ થાય છે. ત્રાંબા પીત્તળના ધાટ ઉપર સેંકડે એક ટકો તથા જસત એલ્યુમિન્યમ વગેરે ઉપર સવા ટકો મહેસુલ લેવાય છે. તમાકુ ઉપર દર મણે બે આની મહેસુલ લેવાય છે. મહેસુલની કુલ રકમમા આશરે બાર હજાર ત્રાંબા પીત્તળના વાસણની, છથી સાત હજાર અનાજ ઘી, કાપડ વગેરેની અને આશરે બે હજાર તમાકુની ઉપજ છે આ વ્યાપારો માટે આવતા માલ ઉપર પરરાજ્યના દરે જકાત ભરેલી છે એવુ જગાત-ખાતાના અમલદારનુ પ્રમાણ પત્ર રજૂ કરવાથી સ્થાનિક મહેસુલ માફ થાય છે.

તે ઉપરથી જણાશે કે મહેસુલની ઉપજનો ૧/૨ ભાગ ધાતુના વાસણનો જ છે. જ્યારે બીજા શહેરોમાં જકાતની ઉપજ રૂ અને કપાસની મુખ્ય હોય છે, ત્યારે આ સ્થળે તેનો વેપાર નથી. એક જીન ઘણાં વર્ષ પહેલા ઉભું કરવામા આવ્યુ હતુ, તે ચાલી શક્યુ નથી. જો કે ત્રાંબા પીત્તળ વગેરે ધાતુ ઉપર કર છે. સોનું, રૂપુ કે તેના દાગીના, ગીનીઓ, રૂપીયા, પાવલી વગેરે ઉપર કશો કર લેવાતો નથી.

વાસણનો સામાન દર વર્ષે આઠેક લાખનો વેચાતો હશે. વાસણના

વ્યાપારની ઉત્પત્તિ અને વૃદ્ધિ નીચે મુજબ છેઃ—

મૂળ ધાતુમાથી મિશ્ર ધાતુ બનાવવાની રીત સિહોરના કસારા લાબી મુદતથી જાણતા હતા "કાસ્યકાર" ઉપરથી કસારા શબ્દ થયો છે તેથી જણાય છે કે પહેલુ કાસુ બનાવ્યુ હશે એક શેર ત્રાબામા પા શેર કલઇ મેળવવાથી કાસુ બને છે આ ધાતુ શુદ્ધ ગણાય છે એની ચાકી પાડીને પછી વાટકા વાટકીઓ, થાળીઓ ત્રાબળીઓ, કાશી જોડા, બગનીઓ વગેરે ઘાટ બનાવાય છે આ ધાતુના પતરા પરદેશથી આવતા નહોતા ત્યા સુધી વેપારીઓ એની કીમત ઓછામા ઓછી શેરે એક રૂપીઓ લેતા, ગૃહશણગાર તથા ભોજન વ્યવહારમા એનો બહોળો ઉપયોગ થાય છે એમા નાખેલા પદાર્થ ખટાશથી બગડતા નથી તે ધાતુ પવિત્ર ગણાય છે કેમકે તેમા ત્રાબુ વધારે ભાગે છે એના મોટા ઠામ થતા નથી, તેમ ચૂને ચડાવવા કે પાણી ભરવાના ઉપયોગમા પણ લેવાતા નથી

સિહોરમા કસારા મેરાજ નાથાએ પ્રથમ આ બનાવટનો પ્રારભ કર્યો તેણે પીત્તળ બનાવવાનુ પણ આર્યુ ને ઝાઝા જથામા વાસણ તૈયાર કરવા માડ્યા, એનુ જોઇ બીજા પણ એ ઉદ્યોગમા ભળ્યા તેઓ તેની સાથે રહીને અથવા જુદા રહીને આ ધંધાને ખીલવવા લાગ્યા સિહોરના રાણીઆ ડુગર પાસે એક તલાવડીની માટી એમણા કરવામા ચીકાશવાળી હોઇ ઘણી ઉપયોગી નીવડી છે, એટલે એ માટીના એમણા કરી તેમા ધાતુ ગળાવા માડી છે ધાતુનો રસ કરવામા ઘણી મહેનત પડે છે છતા તેઓ એ કામ કરે છે. પીત્તળ બનાવવામાં એક શેર ત્રાબામા પોણો શેર જસત મેળવવાથી સરસ પીત્તળ થાય છે એની પણ ચાકી પાડીને પછી જે ઘાટ કરવો હોય તે ઘડીને તૈયાર થાય છે સવત ૧૯૧૪ ની સાલ સુધી પીત્તળના પતરા આવતા નહોતા તેથી ત્રાબુ ને જસત મેળવીનેજ ચાટ તૈયાર કરવા કોઇવાર પીત્તળના ઠામ ભાગી તૂટી જાય ત્યારે તેવા ભગારને ગાળીને પણ ટાઝો થતો ને બીબા ભરીને ઢાળના ઠામ બનાવાતા ત્યારથી પતરા (પીત્તળના) આવવા લાગ્યા ત્યારથી ચાકી પાડવાનુ નામ બધ પડ્યુ અને પતરામાથીજ ઘાટ તૈયાર થવા લાગ્યા પતરા પરદેશથી ધાણીઆ–વેપારી મગાવી દે છે, ને કસારા પાસે ઘાટ ઘડાવે છે જેમ સોનીને સોનુ આપીને ઘાટ તૈયાર કરાવ્યા પછી તેને ઘડાઇ અપાય છે તેમ આ વાસણો માટે પણ તે ધોરણે ઘણા વેપારી કામ લે છે. પરિણામે કસારાની સ્થિતિ સુધરી નથી.

હાલમાં આ વેપારી વર્ગે મળી એક મંડળી સ્થાપી છે. તેઓ પોતાની મુડીથી માલ તૈયાર કરાવી વેચે છે. એ જ પ્રમાણે બીજા કંસારાઓને ટેકો અપાવી ખીલવણી કરાય તો ઘણો લાભ થાય તેવું દેખાય છે.

ધાતુના રસ કરવામાં તેઓ દેશી ધમણનો ઉપયોગ કરે છે. કોઈ જાતનો વિલાયતી સંચો વાપરતા નથી. કેમકે તેની કીંમત બહુ પડે છે. દેશી હથિયારથી એક મણ પીતળની ચાકી તૈયાર કરનાર માણસ એક મહિને તેનો ઘાટ તૈયાર કરી શકતો. અને અઢાર આને શેર લેખે તેનું વેચાણ અગાઉ થતું. પતરાં આવ્યા પછી ચાકી પાડવાની મહેનત રહી નથી, તેથી પીતળનાં પતરાંના વાટકા (છાલીયાં) થાળી રકાબી વગેરે આઠ દસ આને શેર વેચાતાં. તેમજ ત્રાંબાનો ભાવ દર શેરે ૧૧-૧૨ આને હતો. હાલ ત્રાંબાનાં પતરાં જાપાનથી આવે છે. અગાઉ ત્રાંબાની લાકડીઓ, પાટલા તથા ગદ્દા (ન્હાની પાટલીઓ) આવતા. તેને ગાળીને રસ કરવામાં આવતો. પણ તૈયાર પતરાં આવવાથી એ કડાકૂટ નીકળી ગઈ છે.

જસતની પહેલેથીજ પાટો આવે છે. તેમાં બે જાત છે. (૧) ચીકણી જાત (ટાટીનું જસત) અને બીજી તાતીનું જસત. તેમાં પહેલી જાતનાં પત્રામાંથી કુન્જ, સિરોઈ, રકાબી વગેરે ભુજ બનાવાય છે. તાતીના જસતનો તો ગાળીને રસ કરવાના કામમાંજ વપરાશ છે. તે પીતળ બનાવવાના ઉપયોગમાં લેવાય છે.

હાલ જર્મનસિલ્વર અને એલ્યુમીમનનાં પતરાં પરથી પણ વાસણ કરવાની શરૂઆત થઇ છે. જર્મનના પ્યાલા, રકાબીઓ, ખુમચા, કળશીઆ ઉપરાંત તારીખીઆં વગેરે ગરમ થાય છે. ત્રાંબા પીતળનાં મિશ્રકામ બને છે. ઉપર મોટું પીતળનું પતરૂં વચ્ચે ત્રાંબાનું પતરૂં ને નીચે પાછું પીતળનું એવી ગાગર કળશીયા અછજધારા થાય છે તેને ગંગા જમનાનો ઘાટ કહેવાય છે. દરેક વાસણ એવું પૉલિશ કરે છે કે છેવટ સુધી ચકચકાટ મટતો નથી. પીતળનાં કામ એટલાં બધાં થાય છે કે શ્રીમંતને ઘરે તો કુંભારનું એક પણ કામ દેખાતું નથી. એટલુંજ નહિ પણ ગરીબ માણસને ઘેર પણ ત્રાંબા પીતળનું બેડું અને થાળી વાટકા દેખાય છે. મોટી નાતો જમે છે, ત્યાં પતરાવળાં પડીયાને ઠેકાણે થાળી વાટકાનોજ ઉપયોગ થાય છે. થાળીઓ, કળશીયા, બેળા, ગોળીઓ, ઈત્યાદિના ઘાટમાં ફેર પડતો જાય છે. અને નવી ફેશનના ઘાટનું અનુકરણ કરી જાતજાતના ઘાટ બનતા જાય છે. તેમાં હાથ

મુસાફરીના ટ્રંક, ભાનોડીયાં, પણ પીતળનાં થવા માંડ્યા છે. મૂર્તિઓ થતી નથી, પણ પોઠીઆ, નાગ, દીવીઓ, ધુપીયાં, આરતીઓ, ઘંટ ઇત્યાદિ શિવાલયને ઉપયોગી સાહિત્ય થાય છે. અહીંનો એક મોટામાં મોટો ઘંટ ૧૨ મણુનો ગિરનાર ઉપર એક શ્રાવકનાં દેરામાં મૂક્યો છે.

લાકીનાં કંસારાઓએ સિહોરમાં આવીને દિવાલગિરિ ઘણીજ સરસ બનાવવા માંડી. વિલાયતી કરતાં વધારે સોંઘી ને ટકાઉ. વળી બે ત્રણ કટકે પેચ મૂકી બનાવે છે, તેથી સહેજે સાફ કરી શકાય છે. ગુજરાત, મદ્રાસ, મુંબઇ અને બ્રહ્મદેશ સુધી તેનો ઉઠાવ થાય છે. એને ઉત્તેજનની જરૂર છે. આ બાબતમાં તેને ઉત્તમ સર્ટિફિકેટ મળેલાં છે. નાશિક અને કાશીના કામને મુકાબલે આ કામ મજબૂતીમાં ચડે છે. નાશિકમાંનાં પતરાં પાતળાં તથા નાજુક હોય છે. અહીંના લોકો સાંના જેવા ઘાટ કરી શકે છે. કાશીનાં લોટા ગાગર ઉપર ચિત્રામણ હોય છે. ત્યારે અહીંના કામ ચિત્ર વગરનાં સઘેડે ઉતારેલાં હોય છે. વેપારીઓ મુંબઈ, ગુજરાત, બુરાનપુર, પુના વગેરે સ્થળે તૈયાર માલ મોકલે છે. તેમ કસારા ભંગાર વેચાતા લેવા અને ફેરી કરવા પણ ઘણે દૂર સુધી જાય છે. સિહોરના કસારા કોઇના ઘાટનું અનુકરણ કરતા નથી, પણ ઉપયોગ અનુકૂળ ને શોભા ઉપર નજર રાખી ઘાટ તૈયાર કરે છે. મોટા ચરૂ કે જબરા તાસ તેઓ કરતા નથી.

સંવત ૧૮૬૦ ની સાલમાં હરખજી મહેતાએ પહેલી હવેલી બંધાવી ત્યારે કસારા લોકોને લાગો કરી આપવા કહેતાં મણે બે આનાનો લાગો મેરાજ નાથાએ પોતાની નાતવાળાનો મત એક કરીને ઠરાવી આપ્યો. તેમજ આવક ધાતુ પર સેંકડે ટકો ઠરાવ્યો. જેની ઉપજ હાલ અઢીથી ૩ હજાર રૂપિયા સુધી થાય છે. આ વ્યાપારમાં આશરે ૧૫૦૦ માણુસો રળે છે.

રંગાટ કામ—આ ગામના ખત્રીઓ ભેડાના જેવાં ડાયલ બનાવે છે. જ્યાં સતત નદી વહેતી હોય તેવા ગામના ખત્રી ભાવસાર વગેરે રંગાટ કામ કરે છે, અહીં ભાવસાર નથી, પણ ખત્રીનાં ઘર ૫૦-૬૦ છે. અને સો દોઢસો માણુસો કામ કરે છે. તેઓ ચોળીયાં, જાજમ, સાડલા, ચોરસા, પજેડા, પછેડી, ચાકળા, ચંદરવા બનાવે છે, અને તેમાં મુખ્યત્વે ખાદી (પાણકોરૂં) વપરાય છે. ડાયલમાં માદરપાટ કે જગનાથી વપરાય છે. અને રાતા, પીળા, લીલા, ગુલાબી તેમજ મિશ્રરંગનાં કપડાં થાય છે.

પ્રથમ રાતા રંગ માટે સોરંગી વાપરતા. તેમજ પતંગના રંગને ઉપયોગ કરતા પણ જ્યારે વિલાયત જર્મની વગેરેમાંથી રંગનાં પીપ આવવા લાગ્યાં ત્યારે સોરંગી ખાંડતા બંધ થયા હતા. રંગ ઘણો મોંઘો થઇ પડ્યો છે, એટલે ઘણું કામ અટક્યું છે.

સોરંગી સિવાય આલ નામે વનસ્પતિ થાય છે, તેમાંથી તથા મેંદીમાંથી રંગ કાઢવાનો ઉદ્યોગ શોધાય તો ઘણો ફાયદો થાય. દેશી લોકો રસાયન વિદ્યાથી અજાણ છે એટલે વસ્તુઓ હાજર છતાં તેનો ઉપયોગ કરી શકતા નથી.

ભાવનગરમાં સંવત્ ૧૯૬૪ની સાલમાં પ્રદર્શન ભરવામાં આવ્યું ત્યારે સિહોરનો કાપડવાળો રંગાટી માલ તથા વાસણનો માલ ઘણો વખણાયો હતો, તે વેળા કેટલાકને ચાંદ અને સર્ટીફીકેટ મળેલાં છે.

મોટે ભાગે આખા કાઠીયાવાડમાં તેનો વ્યવહાર છે, ને મોટા પાયા ઉપર તેનો ઉદ્યોગ થઇ શકે એવું છે. લડાઇ પછી એ ધંધો મોળો પડી ગયો છે.

તમાકુ—ગુજરાત ચરોતરમાંથી તથા કાનપુર, જબલપુર વગેરે ઠેકાણેથી તમાકુના પડા, વળીયા મંગાવાય છે. અને તેનો ગ્રીસ લોટ કરી છીંકણી બનાવે છે. ઓછામાં ઓછી એક લાખ રૂપીયાની છીંકણી પરગામ જતી હશે. શહેરમાં ૨૦–૨૨ ખાસ તેનીજ દુકાનો છે. તમાકુ દળનારી બાઇઓ દિવસે તમાકુ દળે છે. એના ઘરમાં લુગડાંમાં અને ગોદડામાં પણ તમાકુનાંજ રજકણ દેખાય છે, મૂળ તમાકુની ઉત્પત્તિ અમેરીકા ખંડના ટિંબક્ટુ પ્રાંતની હોઇ તે ઉપરથી ટોબાકુ તબાકુ વગેરે નામ વપરાવા લાગ્યાં છે. જહાંગીર બાદશાહના વખતથી તે આવવા માંડી છે.

છીંકણી તમાકુનો ભાવ સાગમાં સારીનો શેર ૧ ના ૮થી ૧૦ આના ને હલકામાં હલકીના શેરે બે આના બેસે છે. સિહોરી તમાકુ કાઠીયાવાડ, કરાંચી, મુંબઇ, એડન, નાતાલ વગેરે ઠેકાણે જાય છે.

ઠાકોર વજેસંગજીના વખતમાં અમરેલીની ભાદવજી ખત્રીને સિહોરમાં લાવીને એ વેપાર શરૂ કરાવ્યો તેણે ભૂતાને શીખવ્યો. ને પછી બીજાએ ઉપાડી લીધો.

ખાખરાના પાનના રૂતળીથી દડીયા સરસ બાંધે છે. એવા દડીયા ઘણા પરદેશ જાય છે. આ ઉદ્યોગમાં અત્યારે આશરે ૨૦૦ સ્ત્રીઓ અને ૫૦ પુરુષો રળે છે.

તેલ—ઘાંચીની વસ્તી વધારે હોવાથી આ ગામમાં ઘાણીએ ઘણી હતી. પરદેશથી તલ મગાવી તેનું ચોખ્ખું તેલ કહાડી પુષ્કળ બીજે મોકલે છે તેથી તેલનું પણ પીઠું ગણાય છે. તેલમાં શીંગ વગેરેનો ભેગ કરતા નથી તેથી ખપત વધારે થાય છે. રેલ્વે થવાથી તલ મંગાવાની ને તેલ મોકલવાની સુગમતા થઇ છે.

આ ચાર મુખ્ય બાબત સિવાય ઘઉં, બાજરો, જુવાર, રેશમી અને સુતરાઉ તથા ઊનનું કાપડ, ઘી, ગોળ, ખાંડ વગેરેનો સામાન્ય વેપાર છે. અને તે સિહોરના ઉપયોગ જેટલો લાવી શહેરમાં ખપાવે છે. ઘી, દૂધ શહેરમાંથી ને ગામડાંમાંથી લાવી દુગનદાર વેચે છે. ચહાની દુકાનો પ્રમાણમાં વધી છે. પ્રતિદિવસ સંખ્યા વધતી જાય છે. બીડી તમાકુની દુકાનો પ્રમાણમાં વધી છે. નાણાવટીની દુકાનો ઘટી છે. ધીરધાર ઓછી થઇ છે અંગ ઉધારે હવે કોઇ ધીરતું નથી. ઘરેણા ઉપર ૮થી ૧૨ આના સુધી વ્યાજ લે છે. જમીનદારોના કાયદા બદલાવાથી તેમને હવે ધાર્યું નાણું મળી શકતું નથી. ક્રીટ્રેકનો કાયદો દાખલ થયા પછી સિહોરના વ્યાપારીઓને ભાવનગર જેટલોજ લાભ મળવા લાગ્યો છે.

હુન્નર ઉદ્યોગ માટે એમ કહી શકાય કે આ વખત એવો આવ્યો છે કે જો દેશી વનસ્પતિમાંથી જુદા જુદા રંગ કાઢવાની રીત શીખવાય, તે પ્રમાણે રંગ બનાવનારને મદદ નાણાની અપાય તેમજ ખનીજ પદાર્થ શોધી તેનો ઉપયોગ કરાવાય તો ઘણા ઉદ્યોગો ખીલી નીકળે.

અહીં ચીરોડી નીકળે છે, તેનો તથા મરડીયા પત્થરનો ચૂનો થાય છે. વળી ધોળી, પીળી, રાતી માટી થાય છે, તેનાં પણ વિલાયતી જેવાં વાસણ કરાવાય તો ઘણું સારૂં. સિહોરના જૂનાં દવાખાના પાસે એક મોટી ધાર પત્થરની છે. તેના કટકા વડે સ્લેટમા લખાય છે, આ પત્થરનો ભૂકો કરી ગોળ પત્થર પેનો બનાવવામાં આવે, તો પરદેશ જતું એ બાબતનુ નાણું અટકે. એજ પ્રમાણે ખરલો, વાટકા ચોરસ ફરમબધી ઇત્યાદિ કરાવાય તો પણ હુન્નર વધે ને લોકોને રોજી મળે. કેટલીક વનસ્પતિમાંથી ઉપયોગી સત્વ કહાડી ટીંચર બનાવે તો વિલાયતી દવાની દરકાર ન રહે. અમેડો, ખાકસીઓ અને કરીયાતાના છોડ ઠીક પ્રમાણમાં થાય છે, તેનો વધારે ઉગાવો કરી દવા બનાવાય.

લીધે ગણિત, કાવ્યના અભ્યાસને લીધે વ્યાકરણ અને ભાગવતાદિકના અભ્યાસને લીધે ભૂગોળ ખગોળ ને ઇતિહાસનું ઉપલક જ્ઞાન મળતું હતું, પંચોપાખ્યાન, બૃહત્ કથા, નાટકો અને કાવ્યોને લીધે નીતિ ન્યાયનું જ્ઞાન પણ થતુ. આચાર વિચાર ને ધર્મમાં મનુસ્મૃતિ બીજી સ્મૃતિઓ સાથે નિર્ણયના ગ્રંથો આર્યવ્યવહારમાં પ્રમાણભૂત મનાતા.

એ બધાંનો સમય વહી ગયો. નવી પ્રજાની રાજ્યસત્તા સાથેજ દેશમાં કેળવણીનું સ્વરૂપ તદન બદલાઇ ગયું. શાંતિના વખતમાંજ વિદ્યાહુન્નરનો સુધારો વધારો થઇ શકે એ દેખીતું છે. ઇંગ્રેજ સરકારનું રાજ્ય થયા પછી આ દેશમાં નવી કેળવણી નવી ભાષા ને નવી પદ્ધતિએ જન્મ લીધો.

ગ્રામ્ય શાળાઓ ચાલતીજ હતી. પણ ગુજરાતમાં એજ્યુકેશન ખાતું ઉપજ્યા પછી મોટાં મોટાં શહેરોમાં સરકારી નિશાળો ઉઘાડવામાં આવી. એ વેળા આ સૌરાષ્ટ્રનું કેળવણી ખાતું પણ જીલ્લાના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના હાથમા હતુ. અને નિમણુંક બઢતી બરતરફીનો અધિકાર પણ તેમનો જ હતો.

ભાવનગર દરબારે કેળવણી ખાતાને ઉત્તેજન આપવા પોતાનાં મોટાં મોટાં શહેરોમા નિશાળો ઉઘાડી. પ્રથમ ભાવનગર તળમાં ને પછી તુર્ત સિહોરમાં. એ વખતે સાત ચોપડીઓ તૈયાર થઇ નહોતી. તેથી લિપિધારા બોધવચન વગેરેમાંથી વાચન શિખવાનાં.

જ્યારે ટી. સી. હોપ ઇન્સ્પેક્ટરની જગ્યાએ નિમાયા ત્યારે તેમણે ગુજરાતના વિદ્વાન કવિ તથા સાક્ષરને બોલાવી સાત ચોપડીઓ રચાવી પછી તે દાખલ થઇ.

શાળાને અંગે કસરતશાળા છે. આ શાળાની વિઝીટ લેવા મિ. હોપ સાહેબ એક બે વાર પધારેલા, તેમજ મિ. જાઇલ્સ, મિ. તરખડ અને સોનગઢથી પ્રાંત સાહેબો પણ વખતો વખત વિઝીટ કરતા.

સિહોર કન્યાશાળા—સરકારે તા. ૧ લી ઓગસ્ટ સને ૧૮૬૮ થી કન્યાઓની નિશાળ ઉઘાડી. ધારશી નામે કંડોળીયા બ્રાહ્મણને એના મહેતાજી નીમ્યા. તેમણે થોડા વખતમાં સારી જમાવટ કરી. જ્યારથી બાર્ટનફિમેલ-ટ્રેનિંગની મહેતીજીઓ ટ્રેન થઇને નીકળવા લાગી ત્યારથી સ્ત્રીશિક્ષિકા મુખ્ય જગાએ નીમાય છે. કન્યાશાળામાં પ્રારંભમાં ૨૨ કન્યાઓ હતી. લગભગ અરધો સૈકા થયાં આ શાળામાં ઉત્તરોત્તર વધારો જ થયો છે. અત્યારે લગભગ પોણા ત્રણસો કન્યાઓ તેનો લાભ લે છે.

૭ ધોરણ સુધી અભ્યાસ થાય છે, સિવણકામ ભરત માટે સગવડ છે.

૧૨–૧૩ વર્ષની કન્યા થઈ અને પરણી એટલે નિશાળ છોડે છે. દરમિયાન વાંચવા લખવાનું ને ખપજોગ હિસાબ શીખી લે છે. કેટલીક કન્યાઓ બાર્ટન ફિમેલટ્રેનિંગ કૉલેજમાં પણ અહીંથી દાખલ થવા જાય છે. અહીંની શાળાની બાળાઓને ઉત્તેજન માટે મહેતા ભાઇચંદ શામજી તથા છોટાલાલ પરમાનંદદાસ વગેરે તરફથી દરસાલ પાઠ્યપુસ્તકો ઇનામમાં અપાય છે. કન્યા શાળામાં ફી લેવાતી નથી. ગૃહવ્યવસ્થાનું શિક્ષણ પુસ્તક દ્વારા અપાય છે.

સિહોર બ્રાંચ સ્કૂલ.—તાલુકા મુખ્ય શાળા સ્થપાયા પછી વિદ્યાર્થીની સંખ્યા વધવાથી સિહોરમાં ગુજરાતી ચાર ધોરણની એક બ્રાંચસ્કૂલ ઉઘાડવા જરૂર જણાઇ. ગામના દક્ષિણ ભાગનાં છોકરાને ભાવનગરના દરવાજા પાસેની મોટી નિશાળ છેટી પડતી હતી. તેથી દક્ષિણ વિભાગ માટે બ્રાંચસ્કૂલ સ્થાપી તે સને ૧૮૭૦ ના એપ્રિલની પહેલી તારીખથી ચાલવા લાગી. પ્રારંભમાં ૪૮ વિદ્યાર્થી હતા. તે વધીને સંખ્યા ૧૮૮ સુધી ગઇ છે.

રાવબહાદુર ગોપાળજી સુરભાઇ દેશાઇના વખતમાં બ્રાંચસ્કૂલો ઉઘાડવાનું ધોરણ મંજુર થયું. તેમાં પહેલેથી ચાર ધોરણ શીખવાય એમ ઠરાવ્યું. તે વખતે સરખી શક્તિવાળા માણસો મળી જવાથી બેઉ શાળામાં છએ ધોરણ ચલાવવાની છુટ મળી હતી. સ્પર્ધા અને ઉત્તેજનથી કામ કરવાની તેમની રીતને લીધે સુધારા સહેલથી થતા હતા. આ બે સ્કૂલોને

લીધે તથા દેશમાં ઇંગ્રેજી શિક્ષણની વૃદ્ધિ થવાથી અહીંના લોકોને ઇંગ્રેજી સ્કૂલની અગત્ય જણાઇ. અને ઉપરા ઉપર દરબારશ્રીને વિનંતિ થવા લાગી.

પ્રથમ સેકન્ડ ગ્રેડ એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ, સિહોર તાલુકા સ્કૂલ ગણાતી. તેમાં એક એક શિક્ષક આપી અંગ્રેજી ભણાવાતું. પછીથી ઇંગ્રેજી શાળાઓ જરૂર જણાય ત્યાં જુદી સ્થપાવા માંડી. એ પ્રમાણે પ્રથમ સંવત ૧૮૭૧-૭૨ માં સિહોરમાં અંગ્રેજી સ્કૂલ હતી. પછી તે અમુક મુદત બંધ રહી હતી

સિહોરમાં ઇંગ્રેજી સ્કૂલનું સાધન દૂર થવાથી વિદ્યાર્થીઓને પરદેશ તથા ભાવનગર અને સોનગઢ શીખવા જવું પડતું. છેવટ નામદાર દરબારશ્રીએ સને ૧૮૮૯ ના નવેમ્બરની પહેલી તારીખે એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ ઉઘાડી તે વખતે તેમાં આરંભે ૩૯ વિદ્યાર્થી હતા. તેમાં ચાર ધોરણો શીખવાતાં હતાં, સને ૧૯૦૯ માં પાંચમું ધોરણ ઉઘાડવામાં આવ્યું. ત્યારપછી સને ૧૯૨૦માં દ્વારકાદાસ તથા લલ્લુભાઇ મુનીએ અંગ્રેજી શાળા માટે રૂા. ૫૧૦૦૦) ની સખાવત કરી એટલે તે મુની હાઇસ્કૂલ કહેવાવા માંડી. અત્યારે તેમાં સાત ધોરણો છે અને લગભગ અઢીસો વિદ્યાર્થીઓ તેનો લાભ લે છે. અંગ્રેજી શાળામાં મુની ભાઇઓ તરફથી માસિક રૂા. ૨૫)ની સ્કોલરશિપ અપાય છે. તે ઉપરાંત ચોથા પાંચમા અને છઠ્ઠા ધોરણમાં ઊંચે સ્થાને પસાર થયેલ વિદ્યાર્થીને વાર્ષિક રૂા. ૪૮)ની શિષ્યવૃત્તિ અપાય છે. સૌથી ઉપલા ધોરણમાં ઉંચે સ્થાને પસાર થનાર વિદ્યાર્થીને કૃષ્ણકુમારસિંહજી મેડલ નામે ચન્દ્રક અપાય છે. તે ઉપરાંત એક એવું ભંડોળ છે કે જેમાંથી વિદ્યાર્થીઓને પાઠ્ય પુસ્તકો અપાય છે.

આ સિવાય એક દરબારશ્રીની મદદથી ચાલતી શાળા છે. આમ ભણનારની સંખ્યા વધી છે, તેમ નિશાળો પણ વધી છે. જૈન વિદ્યાર્થીઓને ખાનગી તેમના ધર્મની કેળવણી અપાય છે.

**સંસ્કૃત પાઠશાળા**—આ પાઠશાળા ઘણી જૂની છે. જૂની પદ્ધતિએ વ્યાકરણ, કાવ્ય, ભાગવત વગેરે શીખવાય છે. સંધ્યાવંદન, મહિમ્ન, રૂદ્રિ પણ આરંભમાં શીખવાય છે. હાલ તેમાં સંખ્યા થોડી છે.

કેળવણીના અંગનું બીજું સ્થાન લાયબ્રેરીઓ છે. સિહોરમાં તેવી બે

લાયબ્રેરીઓ છે. એક સર તખ્તસિંહજી લાયબ્રેરી અને બીજી કપોળ લાયબ્રેરી. બેઉમાં સારાં પુસ્તકોનો સંગ્રહ છે. અને ન્યુસપેપર તથા ચોપાનીયાં મંગાવવામાં આવે છે. તેનો લાભ જોઇએ તેવો લોકો લેતા હોય એમ જણાતું નથી. લાયબ્રેરીમાં જઇ બેસીને વાંચનાર બહુ થોડા જણાય છે.

અગાઉના સમયમાં માત્ર બ્રાહ્મણ વાણીયાજ શાળાનો લાભ લેતા અને વિદ્યાદેવીની ઉપાસના કરતા હવે નિશાળોમાં બધા વર્ગના લોકો પોતાનાં બાળકોને ભણાવવા લાગ્યા છે. કોળી, કુંભાર, મોચી, સુતાર તેમજ ખવાસ, રજપૂત અને ભીલ વગેરે પોતાનાં બાળકોને ભણાવે છે. એથી કેળવણી લેનાર વધ્યા છે. પછાત વર્ગમાંથી ઉંચી કેળવણી સુધી સિહોરના ૨૦ વિદ્યાર્થીઓ પહોંચ્યા છે. અસ્પૃશ્ય જાતિનો વિદ્યાર્થી શાળામાં ભણતો નથી. ભવિષ્યમાં એને માટે જુદી શાળા થાય તોજ એ વર્ગ ભણી શકે એવી મનોદશા દેખાય છે.

શાળામાં કેળવણી લેનાર શિક્ષક થવા કે મુત્સદ્દીગીરી-કારકુની-કરવાને લાયક થાય છે. ભણીને ગમે તેવી પણ નોકરી શોધે છે. એથી નોકરી કરનાર વધી પડ્યા છે. પણ વેપાર, હુન્નર, ઉદ્યોગ, ખેતી કે કારખાનામાં જોડાઇ કમાઇ લેવાની શક્તિ આવતી નથી અને તેને અભાવે ભણીને શું કરવું એ પ્રશ્ન અનુત્તર રહે છે.

**સુધરાઇ ખાતું ( મ્યુનિસિપાલીટી. )**—નામદાર દરબારશ્રીએ લોક સુખાકારી માટે શહેર સુધરાઈ ખાતું લાંબી મુદતથી આ શહેરમાં સ્થાપ્યું છે. અને તેનો તમામ ખર્ચ દરબારશ્રી તરફથી અપાય છે. આ શહેરમાં ડુંગરના પાણીનાં વહનને લીધે અગાઉ મોટા ખાડા પડતા, ને રસ્તા બહુ બગડી જતા, તેથી તેવા ભાગમાં પત્થરથી રસ્તા બંધાવી એ અડચણ દૂર કરી છે. વળી એક બે ઠેકાણે નહેર ઉપર પુલ બંધાવીને પણ આવજાની સરલતા કરાવી દીધી છે. દરેક શેરી રાજમાર્ગો અને ગલી કુચી પણ હમેશાં સાફ થાય છે. ગાંડા રસ્તા પ્રસંગ આવ્યે, જગાનું લાઇનદોરી પ્રમાણે કપાયુ કરાવી, સુધારાય છે. દીવાબત્તી દરેક સ્થળે કરાવાય છે. સ્ટેશનથી શહેર સુધીમાં ફાનસની મોઇ છે.

**દવાખાનું**—સ્ટેશનેથી સિહોરમાં પ્રવેશ કરતાં આ મકાન આવે છે. તેમાં દાક્ટર ઉપરાંત બે કમ્પાઉન્ડર અને બીજાં જોઇતાં માણસની યોજના છે. આ દવાખાનામાં દાક્ટર સાહેબને રહેવાની ગોઠવણ છે.

શહેરમા દેશી વૈદો પણ છે. જેને શ્રદ્ધા કે અનુકૂળતા હોય તે ત્યાંથી દવા લે છે. એક બીજુ ખાનગી દવાખાનું નથી અગાઉ છગનલાલ કરીને શ્રીમાળી બ્રાહ્મણે ખાનગી દવાખાનું કર્યું હતુ.

સુધરેલા સાધનો પૂરા પાડવાની સાથે નેક ન્યાય, પોલીસનો બંદોબસ્ત અને વસુલતો-વહીવટનો અમલ પણ ઉત્તમ રીતે થાય છે.

ન્યાયાધીશ, વહીવટદાર, અને પરગણા ફોજદારની કચેરીઓ અત્રે છે. ન્યાયાધીશને પહેલા વર્ગના માજીસ્ટ્રેટના જેટલો અખ્તીયાર છે, ને ગ્રેજ્યુએટ થએલાનેજ તે જગા અપાય છે

ઉપરના ત્રણે ખાતામા ધારા ધોરણ અને કાયદા પ્રમાણે યથાયોગ્ય અમલ થાય છે, અને કોઈ પણ કર વસ્તીને ભારે પડે તેવો નથી. પ્રજા વફાદાર અને રાજા દયાળુ હોઇ રાજતંત્ર અને રાજનીતિ વખણાય છે અને એ બધી રાજકર્તાની* ખુબી અને શક્તિનુ ઉત્તમ ફળ છે.

સૌથી મોટુ અને અગત્યનુ સુધરેલું સાધન રેલ્વે છે. પ્રથમ આ સ્ટેશનને થોડો વેપાર હતો, પણ જ્યારથી સિહોર પાલીતાણા રેલ્વે થઈ અને યાત્રાળુઓની આવજા વધી, ત્યારથી વેપાર અને વસ્તીની આબાદી વધી છે

* અત્રે સ્વ ભાવસિંહજી ઉદ્દિષ્ટ છે

## પ્રકરણ ૧૬ મું.

### સાંસારિક ચિત્ર.

સિંહપુરના મધ્ય સમયની વસ્તી પૈકી કેટલાંક કુટુંબ હાલ ખુદ ભાવનગર નિવાસી થયાં છે, કેટલાંક હજી સિહોરમાંજ છે. જુનાં નષ્ટ પણ થયાં છે. અને કેટલાક સાહસિક પુરુષો વ્યાપાર અર્થે દેશાવર જઈ વસ્યા છે. પણ બહારજનારા પોતાની જન્મભૂમિ અને માતૃભૂમિને જનની માફક ગણી બૃહદ સિહોરનું ગૌરવ સાચવી રહ્યા છે.

હાલ ગ્નાતિસંખ્યા બદલાઇ છે. ચાર જાતિમાંથી અનેક ગ્નાતિઓ ઉત્પન્ન થઇ છે. એકલા બ્રાહ્મણ વર્ગમાંજ ૮૪ નાતો છે. અને એ ચોરાશીમાં પણ એક બે નવી ટોળી ઉમેરાઈ છે. અભિમાનને લીધે સ્વાર્થ વૃત્તિ વધી છે તેથી પોતાની ગ્નાતિનોજ પક્ષ અનાયાસે થઇ જાય છે. અને વાસ્તવિક ભ્રાતૃભાવ પરિણામે કમી થયો છે. આ દશા સુધરે તે દરમિયાન કેળવણીનું સ્વરૂપ બદલાય, અને ધાર્મિક કેળવણીનો પાયો મજબૂત થાય, તો વહેલું શુભ પરિણામ આવવા સંભવ છે.

ઔદીચ્ય બ્રાહ્મણ—જે જગાએ બ્રાહ્મણ વર્ગજ રાજા, પોષક અને રક્ષક હતો, તે જગાએ બ્રાહ્મણોની જાહોજલાલી આજે રહી નથી. જો કે વિદ્વત્તા અને સૌથી વધારે વસ્તી એ વર્ગમાં છે. પણ તેમની વૃત્તિ બદલાઇ છે. મોટો ભાગ ભિક્ષુક થઇ ગયો છે. સત્તરમા અને અઢારમા સૈકામાં કેટલાક નવી કેળવણીમાં આગળ વધ્યા તે સિવાય બધા ભિક્ષાવૃત્તિ કરીનેજ મુખ્યત્વે ગુજરાન ચલાવતા.

ઓગણિશમા સૈકામાં પરાક્રમી રાજાની સાથે બ્રાહ્મણ અને વાણીયા ક્ષાત્રધર્મમાં જોડાયા તેથી રાજસેવાનો લાભ મળ્યો. દયા દાનનું આકુંચન મૂકીને રાજકુટુંબ સાથે કારભાર ધીરધારનું કામ ઉસા દવે વગેરેએ આરંભ્યું અને લડાઇમાં જઇને યુદ્ધ કરવામાં કેટલાક ભળ્યા. પરંતુ એ નવો રંગ

લાંબી મુદત ટકયો નહિ. પાછાં હતાં તેનાં તે પૂજા, પાઠ, દક્ષિણા, આશિર્વાદ ઈત્યાદિ ચાલ્યાં. ખેતી ખોઇ, સત્તા ખોઇ, અને નોકરીનો લક્ષ લાગ્યો. નોકરી પણ ડીગ્રી વિના સારી ન મળે એટલેજ ઇંગ્લીશ શીખવા માંડ્યું. તેઓમાં કેટલાક સારા શાસ્ત્રી અને વ્યુત્પન્ન છે; એમનામાં કેટલાક કન્યાવિક્રય કરે છે. એક ઉપર બીજી સ્ત્રી થઇ શકે છે, અને પહેલી પરહેલી ઉપર પતિની ખફા થાય, તો માત્ર લુગડાં આપે એથી વધારે બંધન નથી.

હવે અને જાની એવા બે વિભાગ છે, બન્ને ૧૧૦૦ ઔદીચ્યમાંના છે. એક બીજાની સાથે રોટી વ્યવહાર તથા બેટી વ્યવહાર છે. દેશમાં સૌથી વધારે સંખ્યા ઔદીચ્ય બ્રાહ્મણોની છે. કોઇ યથેચ્છપણે જૂદું વર્તન કરે તો બીજા તેની સાથે નાતો વ્યવહાર રાખતા નથી, તેથી તડ ઘણાં પડેલાં છે, ને પડે છે. પરદેશગમન કરનારને પ્રાયશ્ચિત આપી સહભોજન કરાવાનો ચાલ ઘણી જગાએ સ્વીકારાયો છે. બધા ઔદીચ્યો શૈવમાર્ગી છે. થોડાજ વૈષ્ણવ સંપ્રદાયમાં હશે. ભુજ માતાના ભક્ત પણ છે, ખટકર્મ તો કોઇ કરતું નથી, પણ સંધ્યાવંદન અને દેવસેવા કરનાર ઘણા છે. કોઇપણ બ્રાહ્મણે હિંદુ ધર્મ છોડ્યાનો દાખલો નથી.

ઇતર બ્રાહ્મણો—ઔદીચ્ય બ્રાહ્મણો સિવાય બીજા બ્રાહ્મણોની ભુજ વસતી છે. પ્રશ્નોરા નાગરનાં સ્થાયી બે ઘર અહીં છે. તેઓમાં ખાસ નોંધવા જેવી બે બાબત છે. એક અસારને સમયે જ્યારે દરેક નાતમાં કન્યાવિક્રયનો ક્રૂર રીવાજ મજબૂત ઘર કરીને પેઠો છે. ત્યારે આ જ્ઞાતિ લેશ પણ વળતર લીધા સિવાય કંકુને ચાંદલે કન્યા આપે છે. ખરૂં કન્યાદાન કરે છે. એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી કોઇ પણ કારણથી કરાતી નથી. એ ખરૂં એક પત્નિવ્રત પાળે છે. ૭ જાતના નાગરોમાંના તેઓ ધર્મનિષ્ઠને આચારવાળા છે.

બ્રાહ્મણોમાંના જેણે શુદ્ર જાતિનું ગોરપદું સ્વીકાર્યું તેઓ જૂદા પડ્યા. નહિ તો તેઓ (શ્રીમાળી સિવાય)ની ઉત્પત્તિ ઔદીચ્યમાંથીજ છે. મોચીગોર[1] પ્રથમ સિહોરમાં રહેતા તે હાલ બોટાદ જઇ રહેલા છે. તેમાંના

[1] દંતકથા એવી છે કે એક વખત મહારાજ સિદ્ધરાજ માતૃગયાતીર્થ–સિદ્ધપુરમાં પોતાની વસ્તી સહિત શ્રાદ્ધ કરવા ગયા, બ્રાહ્મણ, ક્ષત્રિ, વાણીયા ઇત્યાદિને બ્રાહ્મણોએ શ્રાદ્ધ વિધિ કરાવ્યો પણ વસવાયાં (આશ્રિતો)ની નવ નાતને કોઈ ગોર મળ્યો નહિ. તેથી તેમણે મહારાજાશ્રીને વિનંતિ કરી કે અમોને વિધિ

એક ભાઇએ તામ્રલેખની નકલ બતાવી કહ્યુ કે અમને સિદ્ધરાજના વખતથી આ હક મળ્યો છે આ બીના કોઇ પુસ્તકમા નોધાયેલી નથી

કોળીગોરની ઉત્પત્તિ વિચિત્ર છે—ગુજરાતમા કોળી ઠાકરડાના ગામ છે, તેમાના એક ગામના મુસલમાનોએ ચૂક કરી ઠાકરડાને મારી નાખ્યો તેના બે દીકરાને મારવા આવ્યો ત્યાર એક બ્રાહ્મણે પોતાના ઘરમા સતાડ્યા. મુસલમાનો ત્યા ગયા, તો બ્રાહ્મણે પોતાના બે દીકરા રજુ કર્યા કોઇ ચાડી આપે કહ્યુ કે ઠાકોરના દીકરા તો એના ઘરમા છે બ્રાહ્મણ કહે કે એ તો મારા દીકરા છે મુસલમાનો કહે કે તુ એની ભેગો ખાય તો અમે ખરૂ માનીએ બ્રાહ્મણને બીજો ઉપાય રહ્યો નહિ પછી રસોઇ કરાવી પેલા બે છોકરાની સાથે જમ્યો એટલે મુસલમાનો ચાલતા થયા આ વખતે જે બ્રાહ્મણ વટલ્યો તેને પેલા ઠાકરાઓએ પોતાનો ગોર સ્થાપ્યો તેના વંશના તે કોળીગોર થયા કોળીગોર હોકા પીએ છે, કોળીના ભેગા ખાય છે. અને જનોઇ ધારણ કરે છે બેટી વ્યવહાર કોળીગોરમાજ કરે છે

રાજગોરો—ના બે પ્રકાર છે રાજાના કુટુંબને લગ્નાદિ વિધિ કરાવી હક લેનાર અને બીજા હક વગરના રાજાનું ગોરપદુ કર્યું માટે રાજગુરુ કહેવાયા પણ ખરી રીતે તો તેઓ મોઢ બ્રાહ્મણ છે ૭ જાતના મોઢ પૈકીના તેઓ એક છે

એમને જોધપુર રાજાનુ ગોરપદુ મહારાજા સેજકજીના વખતથી મળ્યુ છે મારવાડમા તેમના ગોર બીજા હતા ગુરુપદ બદલવાનુ કારણ એ હતુ કે મહારાજા સેજકજીના માથા પર એ વાર હોલો (એક જાતનુ પક્ષી) બેઠો તેથી વહેમ પેદા થયો બ્રાહ્મણો કહે કે કપોત વિધાન કરાવો તો વિઘ્ન દૂર થાય રાજાએ તે પ્રમાણે કરવાનો પ્રારંભ કર્યો એવામા કાશી-

કરાવે એવો ગોર અપાવો બ્રાહ્મણો કહે કે અમે એમનુ દાન નહિ લઇએ ને વિધિ પણ નહિ કરાવીએ એથી નવે નાતવાળા બહુ ખેદ પામ્યા છેવટ તેમણે કહ્યુ કે અમે અમારા ગોરને મરણ પરણ વગેરે વિધિમાં પણ કપટ દક્ષિણા આપશુ, ને તેના નિર્વાહ માટે પણ નિત્ય દાન આપશુ એને માટે લેખ કરી દઇએ ત્યારે કોઇ રાઘવજી રઘુનાથજી નામના વિપ્રે તે વાત કબૂલ રાખી વંશ પરંપરાનો તામ્ર લેખ કરાવી લીધો ત્યારથી એમને ગોરપદ મળ્યુ અને ઔદીચ્ય જ્ઞાતિથી જુદા પડ્યા આ લેખ સંવત્ ૧૧૫૨ ના કાર્તિક શુદ ૧૧ નો છે અને તે નકલ સંસ્કૃત ભાષામાં છે, પણ તેમાં અશુદ્ધ ઘણુ છે

એથી તાજો ભણેલો સોમૈયો ત્રવાડી નામનો બ્રાહ્મણ ત્યાં આવી ચડ્યો. તેણે પૂછ્યું કે શો વિધિ થાય છે? ગોર કહે કે "કપોત વિધાન સોમૈયે રીત પૂછી તો કહે કે ઘઉંની કણકનો બનાવટી હોલો યજ્ઞમાં મંત્ર ભણીને હોમવું. સોમૈયો કહે કે એમાં શું; જ્યારે ખરો હોલો માથે બેસનાર અહીં આવે, તેને મંત્રબળથી હોમાવીને પાછો જીવતો કરાય ત્યારે ખરી વાત કહેવાય. રાજા કહે તમે તેવું કરી શકશો? સોમૈયે હા કહી તેમ કરી બતાવ્યું. તેથી તેના ઉપર રાજાની ઘણી આસ્થા બંધાણી અને તેના વંશ વારસને ગોરપદનો અધિકાર આપ્યો. અસલ ગોરની આજીવિકા છેદાણી તેથી સોમૈયા ત્રવાડીને ખેદ થયો કે વિદ્યાના મદમાં પેલા બ્રાહ્મણની આજીવિકા બંધ કરાવી. પોતે બોલ્યા કે મારા વંશજોમાં આવી વિદ્યા પ્રાપ્ત થશો નહિ. એટલે ઘણા અભણ નીવડ્યા. જો કે રાજાજીએ ગોરપદ આપ્યાથી દરેકાઇને સારે માઠે અવસરે પુષ્કળ સોનું રૂપું તથા લૂગડાં લત્તાં મળવા લાગ્યાં. કેટલાકને રાજાએ જમીન પણ આપી તેથી પૈસે ટકે સુખી થયા. આજે સાચી હાથજોડ (પૂજાનો એક પ્રકાર) પણ થોડાનેજ આવડે છે. દરેક ગોહિલ રાજ્યમાં રાજગરનાં ઘર હોય છે. અને તેઓ રાજકાજમાં પણ વખતે ભાગ લે છે.

**કંડોળીયા**—કપોળ વાણીયાના ગોર છે, તેઓની વસ્તી વધારે છે. વળામાં એભલવાળે એમને દાપું ન આપવાથી તેઓમાંની એક શાખા ધંધુકે ગઇ, તે વાલમ કહેવાયા ને બીજી શાખા સિહોરમાં વસી. આજે પણ સિહોરના કંડોળીયા વળાનું પાણી પીતા નથી. કપોળનો તેમને સારો આધાર છે. કંડોળપુરાણમાં તેમની ઉત્પત્તિ વિસ્તારથી આપી છે.

**કપોળ વાણીયા**. આ દેશના વેપારી વર્ગમાં સંસાર સુધારામાં આગળ પડતો ભાગ લેનાર કપોળ વાણીયા છે. તેઓની ઉત્પત્તિ વિષે કડોળ પુરાણમાં હકીકત છે. કંડોળીયા બ્રાહ્મણ તેમના ગોર છે. તેમની જ્ઞાતિના ચાર ચૌરા ગણાય છે, તેમાં સિહોર મુખ્ય છે. મહુવા, અમરેલી અને જાફરાબાદ પણ ચૌરાનાં ગામ છે. એઓ કાઠીયાવાડ અને મુંબઇમાં રહે છે. મુખ્ય ધંધો નોકરી અને વ્યાપારનો છે. તેઓ બીજા વાણીયા જોડે જમવાનો વ્યવહાર રાખે છે, પણ કન્યા વ્યવહાર નથી. મોટે ભાગે વૈષ્ણવ ધર્મ પાળે છે. સિહોરના કપોળ મોટે ભાગે ભાવનગર રાજ્યમાં છે. હાલ રાજ્યમાં જો કે મોટી જગા ઉપર કોઇ નથી, પણ પ્રસ્થાનના ઓગણીમા સૈકામાં તો

ઘણા હતા. લોલીયાણેથી આવેલા રામજી મહેતાના વંશનો મોટો વિસ્તાર છે. અને તેમના વખતમા કારભાર અને વહીવટ તેઓનાજ હાથમાં હતો, પાછળથી પણ મહારાજા વિજયસિહજી સુધી એ કોમનુ પ્રાધાન્ય સારૂ હતુ હરખજી મહેતો તથા શામજી મહેતો, ભાઇચદ દોશી વગેરે પણ કારભારીના જેટલોજ વૈભવ ને અધિકાર ભોગની ગયા છે. એ કોમ નામા ઠામામા અને હિસાબમા પ્રવીણ છે

દરબારશ્રીના હક સમજવા ને વસુલ કરવામા તેઓ હોશ કામ લેવાતુ. આ કોમ મુત્સદ્દીગીરીમા સારી છે તથા તેમા કેળવણી પણ સમય પ્રમાણે અપાય છે મહેતા ભાઇચદ શામજી નવી કેળવણી પામ્યા નહોતા, તે છતાં નવી કેળવણીવાળા તેમના વિચાર અનુભવનો લાભ લેતા એઓ વૃદ્ધાવસ્થામા કથા શ્રવણ કરી ધર્મ જ્ઞાનમા પણ સારૂ લક્ષ આપતા. મોટા રજવાડાં સાથે એમનો સબધ સારો હતો, જુનામા બહુ પ્રખ્યાત વિદ્વાન હરખજી મહેતા થઇ ગયા જેણે ઉત્તમ પદો રચ્યા છે ( હરખજી મહેતાનાં પદ ) નાતના ધારા ધોરણ ચોકસ થઇ છપાયા છે. વિધવા વિવાહને પસદ કરતા નથી વિલાયત જનારને પ્રાયશ્ચિત આપી નાતમા લે છે. વેપાર માટે પરદેશ ખેડે છે દોશી જયતિલાલ દેવચદે હોંગકોંગમા દુકાન કરી મોટો વેપાર કર્યો હતો સ્થિતિ એકદર સારી છે વેપાર ધીરધારનો મુખ્ય છે. કપોળમા બારવશા અને સોળવશાનો ભેદ છે

**કંસારા**—વસ્તીમા બીજે નબરે સખ્યા કસારાની છે. સિહોરનાં કસારામા બે મુખ્ય ભાગ છે મારૂ[1] અને ગુજરાતી મારૂ કંસારા નાતરાં કરે છે ગુજરાતીમા તે રીત નથી એ સિવાય બીજો તફાવત નથી. તેઓ વૈષ્ણવ ધર્મ પાળે છે તેની ઇષ્ટદેવી કાળકામાતા છે. કેટલાક પિરાણાનો પથ પાળે છે કોઇ ગૃહસ્થ બેઉ નાત જમાડે તો બ્રાહ્મણ પાસે રસોઇ કરાવીને જમે છે એક બીજાના તકનુ રાધેલુ જમતા નથી. એઉની વસ્તી સખ્યા પ્રમાણમા છે તેમ ઉદ્યોગ ધધો પણ સરખોજ છે સ્થિતિ ગરીબ છે. તેમના ગોર ઔદીચ્ય બ્રાહ્મણો છે એમનુ જ્ઞાતિ બધારણ સારૂ છે. પણ ધારાધોરણ બહુ દઢતાથી પળાતા નથી એક કરતા વધારે કન્યા પરણી શકે છે, ને થએલો સબધ ( સગપણ ) સ્વેચ્છાથી તોડી શકાતો નથી તેઓ પોતાને ક્ષત્રિયમાથી ઉત્પન્ન થએલા માને છે

૧ મરૂ મારવાડમાંથી આવીને વસેલા, તેથી મારૂ કહેવાય છે

બે ઘર પ્રમાણિક પણ કહેવાય છે. પરજીઆ સોની ઘાટ સરસ બનાવે છે.

પરજીઆ ઉદાર હોય છે. તેઓ રાજા જેવા કહેવાય છે તેનું કારણ પણ ઉદારતા છે. નાતરાનો ચાલ તેમનામાં છે. સ્ત્રીઓનો પોશાક ચારણના જેવો છે. પુરુષો ધોતીયાં પહેરે છે. અને ફેંટા માથે બાંધે છે.

એ સિવાય દરજી, સુતાર, કુંભાર, મોચી, લુહાર, ઘાંચી, વાઘરી વગેરે કારીગર વર્ગના લોકો છે. અને પોતપોતાના ધંધામાં ઠીક કમાય છે, પણ માત્ર કુંભારકામ વિષે બે શબ્દ લખવા જેવા છે. સિહોરમાં ત્રાંબા પિત્તળનાં વાસણ પુષ્કળ થાય છે, એટલે માટલાં, ગોળા, વગેરે તો લોકો ભાગ્યેજ વાપરે છે. ગરીબમાં ગરીબ માણસને ઘેર પણ પીતળનું બેડું હોય, ગૃહસ્થો તો ગોળા પણ ત્રાંબા પીતળના વાપરે છે. એટલે કુંભારનો કામ ઘડવાનો કસબ કમાણી આપતો નથી. ચલમો બનાવે છે. તેમને માટે એ જ રસ્તા હોઈ શકે કાં તો તેમણે પોતાનાં વાસણો પાટણના કે ગઢડાના કુંભારો માફક વિશિષ્ટ પ્રકારના કરવા અથવા કુમ્ભકારનો ધંધો છોડી બીજે ધંધે લાગવું.

ખેડૂત વર્ગ—નજ સિહોરમાં ખેડુ વર્ગના માણસો રજપૂતોજ છે, જે [1]કણબી લોકો સા વસે છે તે મુઠ્ઠી માણસો છે, ને તેઓ વેપાર તથા નોકરી કરે છે.

રજપૂતો કણબીના જેટલી મહેનત કરી પહોંચી શકતા નથી, સથવારા પણ કણબીના જેવાજ મહેનતુ હોય છે. ખેતીને લાયક જમીન છતાં જાનવરોના ઉપદ્રવને લીધે ધાર્યું ફળ થતું નથી તેથી ખેડુત વર્ગ નબળી હાલતમાં છે.

પરચુરણ હિંદુ—એમાં ભીલ, ભરવાડ, રબારી, કોળી, વાઘરી, ઓડ વગેરેનો સમાવેશ થાય છે, ભીલ લોકો કાંટમાંથી ગુંદર મધ વગેરે લાવ

તેણે એવો દંભ બનાવ્યો હતો કે માછલીનો ચારો કરે. એ ઉપરથી સિદ્ધરાજે પ્રસન્ન થઇ કહ્યું કે જે જોઇએ તે માગ. તેણે સાડા ત્રણ દિવસનું રાજ્ય માગ્યું. રાજાએ તે પ્રમાણે છુટ આપી. આ સાડાત્રણ દિવસમાં તેણે સઘળા કર માફ કર્યા ને કેદીઓને છોડી મૂકયા ! આ ધર્મ કાર્યથી પાટણી સોની ભિખારીને કંઇ આપતા નથી.

[1] ધોકડવા કણબીમાં ઝવેર મુખી બહાદરીમાં વખણાય છે. તેણે એજન્સીમાં તથા પોરબંદરમાં પોલીસ સુપ્રીટેન્ડેન્ટનું કામ કરેલું.

આવી વેચી ખાય છે. તથા ખેતરમાં મજુરી કરે છે. તેજ પ્રમાણે તળપદા ને ચુંવાળીયા કોળી પણ મજુરી કરી પેટ ભરે છે. ભરવાડ અને રબારી કાંટીયા વર્ણની વસ્તી છે. તેઓ પોતાનાં ઢોર પાળી તેના દૂધ ઘી વગેરે વેચે છે. વળી વાછરાં ઘેટાંનો વેપાર પણ કરે છે રબારી લોકો પોલીસમાં નોકરી કરે છે. ઉંટને પાળે છે. અને અગાઉ તો ટપાલનું કામ સાંઢણી સવાર કરતા તેમજ લશ્કરમાં પણ જોડાતા.

વાઘરીઓ દાતણ નાખવાનો ધંધો કરે છે. અને ઢેઢ ભંગી વગેરે પોતાનો ધંધો કરી નિર્વાહ ચલાવે છે. વણકરનું કામ ઢેઢો હવે કરતા નથી. ક્વચિત્ ખાનગી ગૃહસ્થો પાસેથી વિલાયતી સુતર લઇ પાણકોરૂં વણી આપે છે. સંચા અને વિલાયતી કાપડને લીધે એમનો એ ધંધો પડી ભાંગ્યો છે. ઉપરાંત ઢોલ વગાડવાનું કામ પણ તેઓ કરે છે. તેમને લગ્નાદિ પ્રસંગે દાપું અપાય છે.

**ઘાંચી.** અહીં તેલનો વેપાર પ્રથમ બહુ ચાલતો, તે વખતે ઘાંચી લોકો ઘાણીથી તલ પીલી તેલ પરદેશ મોકલતા. હાલ વસ્તી જુજ છે. તેઓમાંથી કેટલાક ગળીયારાનું કામ કરે છે. બંગાળા વગેરે કપડા રંગી વેચે છે, અને મુસલમાની ધર્મ પાળે છે. અમદાવાદમાં જેમ હિંદુ ઘાંચી છે, તેમ અહીં કોઇ નથી.

**વહોરા.** માત્ર ચાર ઘરજ છે, લોટીયા વહોરા પણ તેમને કહે છે. એમની ઉત્પત્તિ બ્રાહ્મણમાંથી છે. મુસલમાનોએ વટલાવીને મુસલમાની ધર્મ પળાવ્યો. તેઓ સિદ્ધપંથ પાળે છે. આ કોમની એક ખુબી બહુ ધ્યાનમાં રાખવા જેવી છે કે નાતમાં કે ભાઇઓમાં કાંઇ વાંધો પડે તો મોટા મુલ્લાં ઇન્સાફ કરે તે છેવટનો ગણાય છે, તેથી કોરટે ચડીને ખુવાર થતા નથી.

**મેમણ.** એમના આશરે ૫૦ ઘર છે. વેપારમાં મણિયારૂં કરીયાણું વેચે છે. એમાં એક અરમાલ વૈદ થઈ ગયો. તે ભાંગેલાં હાડ સાજા કરતો, તથા કોઇ સ્ત્રીને છોકરૂં આડું આવે તો તે આડું ભાંગી બાઇને ઉગારવાની કળા તેમની પાસે હતી. પોતે કુદરતી શક્તિથી એમ કરતા. કોઇ ઓલીયાના વચનથી એ શક્તિ આવેલી એમ કહેવાય છે.

**ખોજા.** માત્ર આઠ ઘર છે. તેઓ ભાડુતી ઘોડાગાડીઓ રાખે છે, અને મોટે ભાગે એજ ધંધાથી પોતાનું ગુજરાન ચલાવે છે. બાકાનું વેપારનું

કામ પણ કરે છે. ખોજ—તપાસ કરીને ધર્મ પાળનારા તે ખોજા. અહીંના ખોજા મુસલમાની ધર્મ પાળે છે. પણ ગઢડામાં તેમના સગા નાતીલા છે, તે સ્વામી નારાયણનો પંથ પાળે છે. અને લસણ ડુંગળી વગેરેને અડના પણ નથી. તેમનામાં ઘરઘરણાની રીત છે, તેમજ નાતના ધારાધોરણ છપાવી તે પ્રમાણે વર્તન કરે છે. અને આગાખાનને મુખ્ય માને છે.

સિપાઇ. મોટે ભાગે દસાડીયા સિપાઇની વસ્તી છે. તેમનાં ૮૦ ઘર હશે. તે બધા દરબારી નોકરી કરે છે, આગળ મોટા જમાદારની જગાએ એક બે પુરૂ થઇ ગયા, તેમાં જીભાઇ દસાડીયાનું નામ મુખ્ય છે.

મુસલમાન વર્ગ કેળવણીમાં પછાત છે. સ્થિતિ ગરીબ છે. તેઓમાં કાકા કાકાનાં છોકરાં વગાવવામાં ધર્મનો બાધ નથી, પણ ઘણા સમયથી હિંદુ ભેગા રહેવાને લીધે તેઓ એવુ સગપણ કરતા નથી. કેટલાક ઉંચા વિચારના સિપાઇઓની સ્ત્રીઓ વૈધવ્ય પાળે છે. ને ધોળો પોશાક પહેરે છે.

સિહોરમાં મુસલમાનની કુલ વસ્તી ૧૨૫૦ એટલે સિહોરની વસ્તીનો આશરે ૧/૬ ભાગ છે.

પોષાક. સિહોરની વસ્તીનો પોશાક રંગબેરંગી દાવડો અને મોહક છે. પોશાકના હેતુ શરીર સંરક્ષણ અને મર્યાદા રક્ષણ છે. એ બે હેતુ પૂર્ણ સચવાય તેવી રીતે સ્ત્રી પુરુષો વસ્ત્રાદિક પહેરે છે. પુરુષનો પોશાક બે રીતે વહેચાય. એક શિરોવેષ્ઠન ( પાઘડી ) અને બીજો કટિવેષ્ઠન. શિરોવેષ્ઠનના બે ભાગ ( ૧ ) પાઘડી ને બીજો ફેંટા, તેમ કટિવેષ્ઠનનાય બે ભાગ. ચોરણા અને ધોતીયાં પોતીયાં.

બ્રાહ્મણ વાણીયા સોની કંસારા કંદોઇ એ બધા ઘોઘારી ઘાટની આગળ તારવાળી અને પછવાડે ફુમતાવાળી પાઘડી માથે મૂકે છે. અને ધોતીયાં અને અંગરખાં પહેરે છે અંગરખાની અંદર બંડી કે ઝભો પહેરે છે. ને ખભે ખેસ નાંખે છે. સાત કપડાં દરેક પુરુષ પહેરે ત્યારે પૂરો પોશાક ગણાય છે. પાઘડી, ખેસ, અંગરખું, અંદર બંડી કે ઝભો, રૂમાલ, છત્રી અને ઉપાન.

રજપૂત કણબી ખવાસ, ભીલ કોળી વગેરે ચોરણા પહેરે છે ને માથે ફેંટા બાંધે છે. તેમાં રજપૂતો ચોરણા ઉપર પછેડી બાંધે છે, ને ઉપર ખેસ વીંટે છે. જેમાં કટાર છરી વગેરે રહી શકે. પણ કણબી ખવાસ વગેરે માત્ર ઉપરે પછેડીજ બાંધે છે. ખેડુત વર્ગ તો પરગામ મેમાન દાખલ જાય ત્યારે

જ ચોરણા ઉપર પછેડી બાંધે છે. આજે દહાડે તેમ કરતો નથી. પછેડીઓ દેશી, કુંડલાની બહુ વપરાતી. ગરાસીઆ–રજપૂતો–ઝીણી પછેડીવાળા કહેવાય છે ને કણબી વગેરે જાડી પછેડીમાં ખપે છે. પાઘડીનો ઘાટ બદલાયો નથી, પણ ફેંટાનો ઘાટ તો પ્રતિ દિવસ બદલાતો જાય છે. અગાઉ ઉંચી ફગવાળા મોળીયાં દરબારો બાંધતા. તેને ઠેકાણે આંટીઆળા ફેંટા બાંધવાનું ચાલ્યું, અને તેનાં ખોખા પણ રાજકોટ વગેરેમાં બનવા લાગ્યાં. આંટીઆળા ફેંટાની જગા હાલના સમયમાં સાફાએ લીધી છે. અંગરખાંની જગાએ કોટ દાખલ થયા છે, પણ ધોતીયાની જગા પાટલુને બહુ લીધી નથી. દેશી જોડાને ઠેકાણે વિલાયતી ફેશનના બૂટ વપરાવા લાગ્યા છે. તેથી બૂટની અંદર મોજાંની વપરાશ થઇ છે.

દેશી કાપડ વપરાતું નથી. ઘણો આધાર વિલાયતી કાપડ ઉપરજ છે. ઢેઢ ભંગી વિલાયતી કાપડ વાપરે છે. અને બૂટ સ્ટોકીંગ પહેરે છે. મુંબઇ જઇ આવનારમાં ફેશનદાર પોશાકની સાથે ઘડીયાળની ડાબલી વધી છે. સ્ત્રીઓના પોશાકમાં પણ જ્ઞાતિ પરત્વે જુદા જુદા ઉપયોગ છે. તેના પણ બે વર્ગ મુખ્ય પડી શકે. ઝાયલસાડલાવાળાં ને ચોરસાઘાબળાવાળાં અથવા ઘાઘરાવાળાં અને થેપાડાવાળાં. દરેક સ્ત્રીનાં કપડાં જુદી જુદી ભાત અને રંગવાળાં તો હોય જ. બ્રાહ્મણ વાણીયા અને તેમની કોમને મળતી નાતનાં બૈરાં ઘાઘરો કાપડું ને ઝાયલ સાધારણ રીતે પહેરે છે. કાપડાં રેશમનાં મોટે ભાગે હોય છે. ઉત્સવ કે વિવાહને વખતે રેશમી કપડાં વપરાય છે. ગરાસણીઓ સાડલાને બદલે ચોરસા વાપરે છે. અને ચારે તરફ તે વીંટાતો નથી. ઘાઘરાનો ઘેર વધારે હોય છે પણ તે રાજપૂતસ્થાનના જેટલો તો નહિજ.

ભરવાડ રબારીનાં બૈરાં ધાબળા ઓઢે છે. અને થેપાડાં પહેરે છે. તે થેપાડાને નાડી હોતી નથી પણ આમળીએ ચડાવી પહેરે છે. તેમનું કાપડું પેટ ઉપર પણ ઝૂલતું હોય છે. જેથી પેટ ઢંકાય. ચારણ કાઠીયાણીઓ પણ તેવાંજ કાપડાં સિવડાવે છે. સ્ત્રીઓના પહેરવેશમાં હમણાં પોલકાંએ કાપડાંની જગા લીધેલી જણાય છે. ખવાસ લોકોની સ્ત્રીઓ ચોરસા તેમજ ઝાયલ બેઉનો મરજી પ્રમાણે ઉપયોગ કરે છે. સ્ત્રીઓ બૂટ બજીઓ વાપરતી નથી. કામને પ્રસંગે વગડામાં જવું પડે તેઓ ચોટલાવાળા દેશી જોડા

પહેરે છે. અથવા ગરેડી મોજડીને ચાંપલ કરી વાપરે છે. સૌભાગ્યવતી સ્ત્રીઓ હાથમાં હાથી દાંતના બલોયાં પહેરે છે. હાલ મોટાં બલોયાંને ઠેકાણે ચુડીઓ વપરાય છે. ચુડી કે બલોયાને ગતા રંગે રંગાવે છે. ભરવાડ રંગાવતી નથી બંગડીઓનો પ્રચાર ઘણો વધી પડ્યો છે. અને સોનાની બંગડીઓ થવા લાગી છે. પીળીપાખીવાળી (છાપેલી) ચુડીઓની ફેશન વધી છે તેમજ કાનના ઘરેણામાં ઠોળીયાને ઠેકાણે કાંપ વપરાવા લાગ્યા છે. ઘરેણાની અનેક જાત થઇ છે. લોકોએ કાળી કડલાં તથા ઝાલાવાડી ઝુમણાને દેશવટો દીધો છે. ઠેઠ પાની સુધી અડતો સાડલો, અને આખું શરીર ઢંકાઇ જાય તેટલો ચોરણો સ્ત્રીઓ વાપરે છે લાજના ઘુઘટો અદ્યાપિ પણ એથાર ઇ લાજ કાઢીને મોટા સાથે વાત તો થાય છે. પણ લાજ કાઢવી જોઇએ. ગરાશીયામાં પડદાનો રીવાજ ઘટ્યો નથી. ધર્મકાર્યમાં સાથે બેસવાનો રીવાજ છે. સ્ત્રીઓ ચોટલા ગુથે છે ને તેમાં તેલ નાખે છે. વિધવા બૈરી હજી મુંડન કરાવે છે. વાણીયા અને બીજાઓની વિધવાઓ ચોટલા રહેવા દે છે તેમ હાથે બંગડીઓ કે ગુજરીઓ પહેરે છે.

એ પ્રમાણે જ્ઞાતિ, રોજગાર પોષાક વગેરેમાં નવીન સુધારાની સારી અને નઠારી બને અસરો હજી સિહોરમાં ઓછી જીનાઇ છે. ઉપર જે વિસ્તૃત વર્ણન આપવામાં આવ્યું છે તે સર્વેએ નજરે જોયું હોવાનો સંભવ છે છતાં તેના અત્ર ઉલ્લેખનો હેતુ સામાન્ય વર્ગનું સ્થિતિચુસ્તતા તરફ વલણ કેટલું છે તે બતાવવાનો છે.

---

પહેરે છે. અથવા રકેબી મોજડીને ચાંપલ કરી વાપરે છે. સૌભાગ્યવતી સ્ત્રીઓ હાથમાં હાથી દાંતનાં બલોયાં પહેરે છે. હાલ મોટાં બલોયાંને ઠેકાણે ચુડીઓ વપરાય છે. ચુડી કે બલોયાંને રાતા રંગે રંગાવે છે. ભરવાડ રંગાવતી નથી. બંગડીઓનો પ્રચાર ઘણો વધી પડ્યો છે. અને સોનાની બંગડીયો રૂવા લાગી છે. ખીલીપાંખીયાળી (કાપેલી) ચુડીઓની ફેશન વધી છે તેમજ કાનના ઘરેણામાં હોળીયાંને ઠેકાણે કાંપ વપરાવા લાગ્યા છે. ઘરેણાંની અનેક જાત થઇ છે. લોકોએ કાંબી કડલાં તથા ઝાલાવાડી ઝૂમણાંને દેશવટો દીધો છે. ઠેઠ પાની સુધી અડતો સાડલો, અને આખું શરીર ઢંકાઇ જાય તેટલો ઘેરગો સ્ત્રીઓ વાપરે છે લાજના ઘુંઘટા અદ્યાપિ પણ એમ્જ ય છે. લાજ કાઢીને મોટા સાથે વાત તો થાય છે. પણ લાજ કાઢવી જોઇએ. ગરાશીયામાં પડદાનો રીવાજ ઘટ્યો નથી. ધર્મકાર્યમાં સાથે બેસવાનો રીવાજ છે. સ્ત્રીઓ ચોટલા ગુંથે છે ને તેમાં તેલ નાખે છે. વિધવા બૈરી હજી મુંડન કરાવે છે. વાણીયા અને બીજાઓની વિધવાઓ ચોટલા રહેવા દે છે તેમ હાથે બંગડીયો કે ગુજરીઓ પહેરે છે.

એ પ્રમાણે જ્ઞાતિ, રોજગાર પોષાક વગેરેમાં નવીન સુધારાની સારી અને નઠારી બને અસરો હજી સિહોરમાં ઓછી ઝીલાઈ છે. ઉપર જે વિસ્તૃત વર્ણન આપવામાં આવ્યું છે તે સર્વેએ નજરે જોયું હોવાનો સંભવ છે છતાં તેના અત્ર ઉલ્લેખનો હેતુ સામાન્ય વર્ગનું સ્થિતિચુસ્તતા તરફ વલણ કેટલું છે તે બતાવવાનો છે.

---

સિહોરના પુરુષોની વિખ્યાતી મોટે ભાગે લડાઇના પરાક્રમ ઉપર અવલંબેલી દેખાય છે, કેમકે ચિતળ મારેનાં ચિત્રોમાં યોદ્ધાઓ જ દાખલ થયા છે, બધી પ્રવૃત્તિઓમા લડાઇ અગ્રસ્થાને ચિતળના યુદ્ધ સુધી તો ગણાતી હશે જ એમ અનુમાન થાય છે અને સઘળાનો વ્યવચ્છેદક સંક્ષેપ કરતાં લાગે છે કેઃ—

(૧) ચિતળના યુદ્ધ વખતે હથિયારોમાં નીચેનામાંથી બધા પડેલાં જણાય છે. ભાલાં, બરછીઓ, તરવાર જમૈયા, ઢાલ, બખ્તર વપરાતાં હતા. બંદુક અને તોપો પણ હતી.

(૨) તોપના ગોલંદાજ ફિરંગી હતા. અને નાગર, વાણીઆ, બ્રાહ્મણ, રજપુત વગેરેના શૂરવીર પુરુષો લડાઇમાં મોખરે ભાગ લેતા.

(૩) ચારણ, ભાટ, સાધુ, બ્રાહ્મણ વગેરેને હરકત થતી નહિ. અને જીનાઓમા દુશ્મન ઉપર દયા કરવામા આવતી તેમ ચીરાજમા ચાણ ગણ્યું નહોતુ તે ઉપરથી લાગે છે.

(૪) શૂરવીરને દ્વંદ્વ યુદ્ધ વખતે મોટેરો એમ કહેતો કે "પહેલો ઘા તુ કર" તેમજ ચેતાવ્યા વગર અજાણ્યો ઘા થતો નહિ

(૫) યુદ્ધમાં મરવાથી અપ્સરાઓ વરે છે, અને મોક્ષ મળે છે એ વાત સિદ્ધ મનાતી ક્ષત્રિઓ તથા તેમની સ્ત્રીઓ પોતાના શત્રુને નિરદાતીને કહેતાં કે પાછા પગલાં ભરીશ નહિ.

---

જગ છતીયો જોર વખતસિંહ જાણું, દાણો દેતે ગયુ ડગાણું,
થાણા ઉપર આવ્યું થાણું, કુંપાવાળા આતે કાણું !
ચીતળ ગામ ન ખાધો ગોળી, ગેમ તણી કંઇ વરસે ગોળી,
હાલકલોળ મચાયો હોળી, ટંડી બખ્તરે ટાંગાટોળી
તેગ ન તાણી તુરા ત્રાપો, જુનાગઢનો લીધો ઝાપો,
કુંપાવાળા છોડો કાપો, આલોદરને સવડ આપો
ખાડું દૂધ ઘણા દિ ખાધાં, જેતપરે દી સારા જતાં,
છડી છોગી ને તે ગાતા, છોડી દીરો તો થાવે રાતા
ગણા મવા તગાડ્યું ગાળી, ચોરાશી બંદર અવ્યાં ચાલી,
કંપા વાત મ તાણે કાળી, ચીતળ જશે મારગ ચાલી.

(૬) પોશાકમાં બ્રાહ્મણ તથા નાગર પોતાની પાઘડી બદલના નહિ. રજપૂતો ફેંટા બાંધેલા ને કેટલાક ધુધી ને બખ્તરવાળા પણ જણાય છે. ઘણા સવાર ચોરણા પહેરતા તેમ કોઈ મજબૂત ભેટ બાંધી ધોતીયાંવાળા પણ જણાયા છે. પાઘડી રજપૂતોમાં કોઇ કોઇને માથે છે. પરંતુ તે જૂની ઢબની; શિરસ્ત્રાણ પણ વપરાતું.

(૭) ઘોડાનો સામાન પણ દેશીજ હતો. તેના ઉપર પણ બખ્તર ને મોઢા આડી સુંઢ ચડાવતા. રથમાં બેસી લડવું બંધ પડયું હતું. માત્ર તોપ ગાડે રેંકડા સાથે રાખતા.

(૮) મુકાબલે શૌર્ય ઘટયું છે. નવી કેળવણી વધવાથી પ્રજામાં જ્ઞાન વધેલું જણાય છે પણ જે જુસ્સો, સ્વામી ભક્તિ અને ઐક્ય હતું તેનો ઘણો ભાગ કમી થયો છે!

(૯) દેશમાં લુટફાટ, ધાડ ચોરી ને બહારવટાં નાશ પામ્યાં છે. પણ કાયદાના અજ્ઞાનને લીધે તથા સ્વાર્થ બુદ્ધિને લીધે કોરટોમાં અનેક પ્રકારના કેસો વધ્યા છે.

(૧૦) વેપાર વધ્યો છે, ત્યારે દેશી હુન્નર ઉદ્યોગને દેશવટો મળ્યો છે. લોકોમાં એકંદરે સુખશાંતિ ન્યાય અને સ્વધર્મ ભાવના દેખાય છે.

છેલ્લાં બે પરિણામો જમાનો બદલાયો તેનાં છે. રાજ્યોની વ્યવસ્થા થઇ અને સીમાડાની ક્ષુદ્ર તકરારો બંધ પડી ત્યારથી કેળવણી, વેપારવણજ અને સુધારાની ખીલવટ થવા લાગી. દિલ્હી દરબાર વખતે સને ૧૮૭૭માં ભાવનગર દરબારનો જૂનો વાવટો બદલાયો અને નવો દાખલ થયો તે સમુદ્રનો ઉપયોગ અને વેપારના વિકાસનો સૂચક છે.

આ પ્રમાણે સિહોરની ઉત્પત્તિ અને સ્થિતિનો વિચાર કર્યા પછી ઐતિહાસિક દૃષ્ટિએ સિહોરના ભવિષ્યનો વિચાર કરવાનો રહે છે. બ્રાહ્મણોનું પ્રાબલ્ય તો સિહોરમાં હજી પણ છે છતાં બ્રહ્મવર્ચસ ક્યારનુંયે ચાલ્યું ગયેલું છે. રિવાજો પાછળ નૈતિક અથવા વિકાસની દૃષ્ટિ રહી નથી તેથી સામાજિક કાર્યો, જેમાં અત્યારે તો લગ્નજ રહ્યું છે તેમાં અત્યાચાર જેવું લાગે છે.

સિહોર રાજધાની મટીને મહાલ બની ગયું તેથી શહેરની ઘણીખરી કમનસીબીથી તે બચી શક્યું છે, ગામડાં જેવી શુદ્ધ હવા, આમ્ય તંદુરસ્તી, અને તેવીજ જીવન ભાવના એ સર્વના નાશ અંશે કદાચ હશે પણ સારા અંશે સુદ્ધાં રહેલા છે.

પ્રાચીન કાળથી રક્ષક બની રહેલા પર્વતો અને પોષક બની રહેલ નદી બન્નેનો ઉપયોગ પણ હવે જ્યારે જમાનો ફર્યો છે ત્યારે ફરવો જોઇએ. પર્વતો પૈકી તરશીંગડા ડુંગરામાંથી સોનાની ખાણો નીકળવાનો સંભવ દેખાયો હતો જો કે એ શિલાઓમાં સુવર્ણ પ્રમાણ ઘણું ઓછું છે છતાં એટલું ઓછું પ્રમાણ પણ બીજી રીતે ઉદ્યોગી પુરુષો ઉપયોગમાં લઇ શકે તેમ છે. વનસ્પતિ વિવિધ થાય છે તેટલા ઉપરથી જમીન રસાળ હોય તેમ લાગે છે અને એ જમીનનું વધારે દોહન થતાં ઉચ્ચતર નવનીત તેમાંથી નિકળવાના સંભવો ઘણા છે.

કારીગર જ્યારે કોઇ આકૃતિ ઘડે છે ત્યારે તે પ્રથમ આકાર મુકરર કરે છે. એજ પ્રમાણે સિહોર સુધરે એમ ઇચ્છનારે સિહોર સુધરીને કેવું બને તેની કલ્પના તાદૃશ કરવી ઘટે છે, એ કલ્પના નહિ હોય ત્યાં સુધી બધી ગતિઓ, બધી પ્રવૃત્તિઓ પ્રગતિશીલ બનશે નહિ. પણ એ કલ્પના કરનાર વ્યક્તિ બહાર પડયા પછી એને જ મૂર્ત સ્વરૂપ આપવાના પ્રબલ પ્રયત્નોમાંથી ભાવિ ઉજ્જવલ બૃહદ્ સિહોર જન્મ પામશે.

